# હેમ્લેટ

શેક્સપીયરના નાટકનો અનુવાદ
નિર્બંધ અનુષ્ટુપમાં

હંસા મહેતા

પ્રો. બળવંતરાય ક. ઠાકોરના પ્રવેશક સાથે

બે રૂપીઆ



એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની
બુકસેલર્સ · પબ્લિશર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ
મુંબઈ

There's a divinity that shapes our ends,
Rough-hew them how we will.

— *Hamlet* V. 2



કે છે દૈવત એક, જે ઘડે છે પરિણામને
સહુના ઘડવા ધાર્યાં કેવાય ઘાટ આપણે

# બે બોલ

ગુજરાતી સાહિત્ય પ્રેમી જનતા સમક્ષ આ એક પ્રયોગ, એક સાહસ, સસંકોચ મૂકું છું. મને સંપૂર્ણ ભાન છે કે આ જગતના સુપ્રસિદ્ધ કવિની શ્રેષ્ઠ કૃતિને કોઇ વિશિષ્ટ કવિને હાથે વધારે ન્યાય મળ્યો હોત. પરંતુ જેમ પ્રો. બ. ક. ઠાકોરે કહ્યું છે તેમ કોઇ કારણથી આપણા વિશિષ્ટ કવિઓ શેક્સપીયરથી દૂરજ રહ્યા છે. ગુજરાતને માટે એ કમનસીબીની વાત છે. શ્રી. રામનારાયણભાઇએ પણ આ બાબત અફસોસ દેખાડયો છે. એમના 'અર્વાચીન ગુજરાતી કાવ્ય સાહિત્ય' એ પુસ્તકમાં લખે છે કેઃ "આપણા જુવાન લેખકો ઘણીવાર ધૂળ જેવી વાર્તાઓના અનુવાદ કરે છે. અને શેકસપીયર જેવા જગવિખ્યાત નાટ્યકારની કૃતિઓને ગુજરાતીમાં ઉતારવા કશુંજ કરતા નથી એ મને બહુ શોચનીય લાગે છે." આ વાકય જ્યારે મારા વાંચવામાં આવ્યું ત્યારે મારા હૃદયમાં ખૂબજ ખટકયું હતું; અને આવેશમાંજ મેં મન સાથે શેકસપીયરની કૃતિને ગુજરાતી ભાષામાં ઉતારવાનું બીડું ઝડપ્યું હતું. જ્યાં માર્ગ ના હોય ત્યાં ઝાડ ઝાંખરાં કાપી રસ્તો બનાવવો એ કાર્ય કઠીન છે. એકવાર ત્યાં પગથી પણ પાડયા પછી એમાંથી સુંદર રસ્તો – રાજમાર્ગ બનાવવો એ સરળ છે અને એવા રાજમાર્ગ બનાવનારા નીકળીજ આવે છે. અણુખેડાયલા સાહિત્ય ક્ષેત્રમાં આ પુસ્તક એક પગથીનુંજ કામ સારે છે. અને એમાંથી સુંદર રાજમાર્ગ બનાવનારા નીકળી આવશે તો આ મારા પ્રયત્નને હું સાર્થક ગણીશ. શેકસપીયરથી આપણા કવિઓ દૂર કેમ રહ્યા છે તેના કારણો પ્રો. ઠાકોરે એમના પ્રવેશકમાં દર્શાવ્યાં છે. તેની સાથે બીજાં પણ છે. એક તો કયાં અંગ્રેજી ભાષાનો શબ્દ ભંડાર અને કયાં સરખામણીમાં આપણી ભાષાની નિર્ધનતા! તેમાંયે શેકસપીયરને માટે તો કહેવાય છે કે અંગ્રેજી ભાષાને જો કોઇયે સમૃદ્ધ કરી હોય તો એક અંગ્રેજી બાઇબલે અને બીજા શેકસપીયરે. આ બેનો સારો અભ્યાસ કર્યો હોય તો અંગ્રેજી ભાષા પર સહજ પ્રભુત્વ આવે. એટલે

શેકસપીયરની ગૌરવાન્વિત અમકદાર ભાષા ગુજરાતીમાં ઉતારવી એ તો કઠણુજ ગણાય. બીજું અંગ્રેજી ભાષામાં જેને 'પુન-pun' કહે છે એટલે શ્લેષ, દ્વિઅર્થ કે વિશેષ અર્થવાળા શબ્દો અને એ પરથી જે હાસ્યરસ ઉત્પન્ન કરાવી શકાય એવા શબ્દોનું ભાષાંતર કરવું પણ અઘરૂં છે. અને શેકસપીયરમાં આવા શ્લેષ ઠીક પ્રમાણુમાં આવે છે. આ મુશ્કેલીઓ છતાં મને લાગ્યું કે કોઇ પણ રીતે શેકસપીયરની કૃતિ આપણી ભાષામાં ઉતારવી તો જોઇએજ અને તેથીજ આ એક પ્રયોગ કરવાનું સાહસ મેં વ્હોરી લીધું છે.

શેકસપીયરનાં નાટકો blank verse એટલે પ્રવાહી પદ્યમાં લખાયાં છે. નાટકોને માટે તો આ રચનાજ અનુકૂળ છે. કારણ કે નાટકનું પદ્ય સંગીતમય એટલે લલકારી શકાય એવું નહી પરંતુ જેને પઢી શકાય-રીસાઇટ recite (આને માટે ગુજરાતી શબ્દ છે ખરો ?) કરી શકાય એવું હોવું જોઇએ. તે ઉપરાંત આ ભજવી શકાય એવાં નાટક છે એટલે એમાં ભાષાની કૃત્રિમતા પણ ના હોવી જોઇએ. આપણા કેટલાક કવિઓ મહાકાવ્યને માટે મહાછંદની શોધમાં પડયા છે પરંતુ એવા કોઇ મહાછંદની શોધ મારે માટે તો ગજા બહારની વાત છે. મારે તો એવા છંદની જરૂર હતી કે જેમાં ઓછામાં ઓછાં બંધનો હોય કારણ કે પારિભાષિક શબ્દનો ઉપયોગ તોજ શકય બને, અને સાથે કંઇક ભાષાનું ગૌરવ જળવાય. આને માટે મને અનુષ્ટુપ અને તે પણ નિર્બંધ અનુષ્ટુપ યોગ્ય જણાયો છે. જો કે સ્થળે સ્થળે જ્યાં બીજા છંદોનો ઉપયોગ યોગ્ય લાગ્યો છે ત્યાં એ છંદો લીધા છે.

અનુષ્ટુપ એટલે આજનો પ્રચલિત જે વાલ્મીકિનો અનુષ્ટુપ કહેવાય છે તેમાંયે અમુક બંધનો છે જેવાં કે દરેક ચરણમાં પાંચમો લઘુ અને છઠ્ઠો અક્ષર ગુરૂ છે; અને એ ઉપરાંત સમ ચરણોમાં સાતમો અક્ષર લઘુ છે. આટલાં થોડાં બંધનો છતાં મેં આ અનુષ્ટુપ સાથેયે સ્થળે સ્થળે છૂટ લીધી છે અને તે પણ પુરાણી પ્રથાના આધારે. અનુષ્ટુપના વિભિન્ન સ્વરૂપ વિશે હૉપકીન્સ કૃત 'એપીક ઑફ ઇન્ડિયા'ના ચોથા પ્રકરણને આધારે પ્રો. ઠાકોરે બુદ્ધિપ્રકાશના એપ્રિલ-જુન,

અને જુલાઇ–સપ્ટેમ્બર ૧૯૩૩ ના અંકોમાં અનુષ્ટુપ પર એક વિદ્વત્તાભર્યો લેખ લખ્યો છે. તેમાં અનુષ્ટુપના ત્રણ પ્રકાર દર્શાવ્યા છે: (૧) વાલ્મીકિનો ઉપર કહ્યો તે; (૨) પ્રવાહી અને મહાકવિઓનો શિષ્ટ અનુષ્ટુપ. આ બીજા પ્રકારમાં, ઉત્તરાર્ધમાં વિષમ પંક્તિમાં જ્યાં ૫, ૬, ૭ અક્ષરો લગા ગા, અથવા લગા લ એટલે યગણ કે જગણ આવે છે ત્યાં નગણ, મગણ કે ભગણની રચના પણ આવી શકે; અને (૩) આ ત્રીજું રૂપ ઉપર કરતાંયે જૂનું. એનું પુરાણું નામ શ્લોક. આમાં યગણ ને જગણને બદલે કોઇપણ ગણ એટલે ન, મ ને ભગણ ઉપરાંત ર, ત અને સગણ પણ આવે. આ વિશે અત્રે વિશેષ ચર્ચાની જરૂર નથી. જેમને આમાં રસ છે તે પ્રો. ઠાકોરનો બુદ્ધિપ્રકાશનો લેખ વાંચે. મારી કહેવાની મતલબ એ છે કે અનુષ્ટુપમાં આટલી છૂટ લઇ શકાય છે એજ કારણથી મને એ આવાં ભાષાંતર માટે યોગ્ય લાગ્યો છે. બીજી પણ છૂટ મેં લીધી છે. સામાન્ય રીતે અનુષ્ટુપનાં ચાર ચરણ ગણાય. મેં આ ચાર ચરણનો હિસાબ રાખ્યો નથી. જરૂર પડે એક કે બે કે ત્રણનો પણ ઉપયોગ કર્યો છે એટલે સમમાં સાતમો અક્ષર લઘુ આવે એમાં પણ ખાસ ધોરણ રહ્યું નથી. આ રીતે આ નિર્બંધ અનુષ્ટુપ બીજા કોઇ પણ છંદ કરતાં આ પ્રકારના નાટકો માટે ઉચિત છે એમ હું માનુ છું.

આ પુસ્તકનો પ્રવેશક લખીને તે ઉપરાંત અનેક સલાહભરી સૂચનાઓ માટે પ્રો. બ. ક. ઠાકોરનો જેટલો ઉપકાર માનું એટલો ઓછો છે. મેં અચકાતાં અચકાતાંજ એમની પાસે પ્રવેશકની માગણી કરી હતી. પ્રવાહી પદ્યના એ ગુજરાતી સાહિત્યમાં તો પિતા જેવા છે એટલે આ પ્રયોગને એમના આશીર્વાદ મળે એ અહો-ભાગ્યજ ગણાય. આ સાહસના પ્રસ્થાન વખતેજ એમણે મને કંઇક આશ્વાસન આપ્યું હતું કે 'Not failure but low ambition is crime.' મારી મહાભિલાષ તો ખરેજ મોટી છે, એ સફળ થઇ કે નહિ તેનો નિર્ણય સાક્ષરો પર છોડું છું.

૧–૩–૪૨ હંસા મહેતા

# પ્રવેશક

આ સૌ. બ્હેન શ્રી હંસા મનુભાઈ નંદશંકર મ્હેતાના આ પ્રયત્ન કે સાહસિક પ્રયોગની આપણા સાહિત્યભોગીઓને ભલામણ કરતાં આનંદ થાય છે. 'કરણઘેલા'થી આપણા અર્વાચીન સાહિત્યમાં ઐતિહાસિક નવલની શરૂઆત થઈ એ જાણીતું છે. શ્રી. મનુભાઈએ અર્વાચીન હિંદમાં સામાજિક સુધારાનો ઇતિહાસ લખવાની મહાકાંક્ષા કેટલાંક વર્ષ લગી સેવેલી, તે સાંભળીને અત્યારે તો ઘણાને નવાઈ જેવું લાગશે. એવા મોટા ગંભીર અને શાખાપ્રશાખી વિષયનો એક અંશ પણ એઓ સાધી શક્યા હોત, તો એમની સમતોલની સાથે પર્યેષક બુદ્ધિ આપણા પ્રૌઢ સાહિત્યમાં એક મૂલ્યવાન અને મનનીય ઐતિહાસિક નિબંધ ઉમેરી આપત. પરંતુ એઓ બહુ વ્હેલા રાજ-પ્રકરણી અને વહીવટી સેવામાં લાગી ગયા. અને એ અદેખી શેઠાણીની પ્રકૃતિ એવી કે સેવકને વિદ્યા વિજ્ઞાન કલા સાહિત્ય કે બીજા કોઈ વ્યવસાય માટે પૂરતો સમય મુક્ત રાખે જ નહિ. ત્રીજી પેઢીએ હંસાબ્હેને મહત્ત્વાકાંક્ષા તો અટકતિ ન લિંગે નહિ વયે એ ન્યાયે, અથવા (પ્રાકૃત બોલીમાં) ખણવો તો ડુંગર લૂંટવો તો ભંડાર એ ધોરણે, પોતાની સાહિત્યસેવા માટે મહાકવિ શેકસપીયરનાં નાટકો જેવો અત્યંત ઉન્નત સુંદર પ્રદેશ પસંદ કર્યો છે. અને એ ભાવપ્રચુર વાણીનો અનુવાદ ગદ્યમાં થાય જ નહીં એમ જોઈ લઈ ને હૅમ્લેટ જેવા સર્વોત્કૃષ્ટ નાટકનો આ અનુવાદ આપણને આપતાં અનુષ્ટુપ જેવા આપણા સર્વતોભદ્ર છંદના પ્રવાહી કે નિર્બંધ રૂપને છૂટથી પ્રયોજે છે. બેશક, આ એક સાહસ છે. એક પ્રયોગ છે. પરંતુ તે વિષયોચિત માર્ગે સભાન આદરેલો સ્તુત્ય પ્રયાસ પણ છે. અને વાચકોમાંથી ધીમે ધીમે વધતી સંખ્યા એ નિર્બંધ અથવા મહાભારતી અનુષ્ટુપને કર્તાના અર્થ ભાવ આદિના વેગ આરોહાવરોહ અને બીજા પલટાને ક્ષતિ ન પ્હોંચે એ પ્રમાણે વાંચવાની કલા મેળવી લેશે, તેમ તેમ શેકસપીયર જેવાના તરજુમા તો આવા

( બેએક વર્ષમાં ) જ થવા જોઇએ એવો મત સ્થાપિત થતો આવશે, અને આને પગલે એવા બીજા પ્રયોગોય આપણા સાહિત્યમાં થવા પામશે. શ્રી. હંસાબ્હેન પોતે એક બીજું નાટક તો આપશે, એવી આશા પણ આપણે સેવીશું. આવા પ્રયાસોને ઉચિત સત્કાર મળતાં કેટલોક સમય લાગે જ, જરા ધીરજ રાખવીજ પડે, એટલું કદાપિ ભૂલવાનું નથી.

ગુજરાતી કવિઓ આજ લગી શેક્સપીયરથી દૂર ને દૂર રહ્યા છે. તે એમની કીર્તિને ઉજ્વળનારી બીના ના ગણાય. એમ તો ઇ. ૧૮૮૦–૮૫ ના અરસામાં 'જુલિયસ સીઝર' નાટકનો એક ગુજરાતી તરજુમો વાંચવામાં આવેલો મ્હને સાંભરે છે, જેમાં 'ગુડ મોર્નિંગ' માટે 'શુભરતે પ્રાતઃકાળઃ' એવું મનઃસુખરામી ગુજરાતી કર્તા ( ? કે કર્તાજોડી ) એ અડાવેલું યાદ રહી ગયું છે. સીઝર વિરોધી સેનેટરોમાંના એ સીઝરના પુરપ્રવેશની ધામધૂમ જોવા મ્હાલવાને ઉભરાતા લોકોમાંથી મજૂર દુકાનદાર કારીગર ખેડુત જે અડફટે આવી ચડે તે દરેકને કટાક્ષ વચનો કહીને એકદમ પોતપોતાને ધંધે વળગવા પાછા જતા રહેવાને પ્રેરે છે, તેમને ફાવે તેમ ધમકાવે છે અને ભાંડે છે, એ પ્રવેશ પણ હજી મ્હને સાંભરે છે, તે ઉપરથી ધારૂં છું કે મૂળનો એ ભાગ પણ તરજુમામાં કંઇક સારો ઉતરેલો હશે. પણ પછી એ ચોપડી ક્યાંય જોવામાં આવી નથી. શ્રી. મોતીભાઇ અમીને પ્રકટ કરાવેલી "આઠ હજાર પુસ્તકોની યાદી" (૧૯૨૯) અને "બીજાં ચાર હજાર પુસ્તકોની યાદી" (૧૯૩૩) માં પણ એવી કોઈ ચોપડી નોંધેલી જણાતી નથી. એ યાદીઓમાં શેક્સપીયર ભાષાંતરકારોમાં ભાવનગર કૉલેજના નિવૃત્ત પ્રોફેસર ( મ્હારા ડેક્કન કૉલેજના શિષ્ય અને 'સુંદર વિદ્યાનંદ ભાગ ૧ લો એ 'સરસ્વતીચંદ્ર' ભાગ ૧ લાના એક છીછરા અનુકરણના કર્તા ) નરભેશંકર પ્રા. દવે અને મ્હને અજ્ઞાત એવા દેસાઇ કલ્યાણરાય પ્રજરાય અને પટેલ મગનલાલ હરિલાલનાં નામ તથા એમણે અનુવાદિત નાટકો નોંધેલાં છે. એમ આપણા શેક્સપીયરઅનુવાદકો આજ સુધીમાં ચાર ( ? કે પાંચ) થાય; તેમાંથી એકે કવિ તરીકે જાણીતા નથી, સૌએ પોતાના તરજુમા

ઘણે મોટે ભાગે ગદ્યમાં જ કરેલા છે. મ્હારો એક મિત્ર, રાજકોટનો વકીલ, હરજીવન ભ. શુકલ પણ આ સેવા-કાર્યથી અને શેકસપીયર શોખથી આકર્ષાયલો; પણ તેય કવિ તો ન્હોતો. વળી તેણે પૂરૂં કરેલું એક જ નાટક ' એઝ યુ લાઇક ઇટ', મોટે ભાગે ગદ્યમાં જ લખેલું છે; અને તે આખું કર્તાને હાથે જરા છેલ્લો રંદો પામીને ચોપડી રૂપે પ્રકટ થાય તે પહેલાં લેખકનું ટુંકું આયુષ્ય પૂરૂં થઇ જતાં, એ તરજુમો 'વસંત' માસિકની ફાઇલમાં જ દટાયલો પડેલો છે. માસિકોની જૂની ફાઇલો ઉથામનાર શોધકને આવો બીજો કોઇ તરજૂમો ય મળી આવે તો નવાઇ નહીં. *

શેકસપીયરનું હૅમ્લેટ નાટક એની મૌલિક કલાના પ્રભાવે વિશિષ્ટ અને નાટયકલાસંકલનાએ સૈકાઓ લગી તખ્તા ઉપર પણ આકર્ષે એવી ચિરંજીવ કૃતિમાલામાં પણ એક ગગનચુંબી શિખર જેવું ગણાય છે. ઇંગ્રેજી સાહિત્યના માતબર ખજાનામાં પણ તે એક મણિતુલ્ય ઝગઝગી રહ્યું છે. દુનિયાના સર્વોત્કૃષ્ટ અમર સાહિત્યમાં પણ એનું સ્થાન માનવંતું છે. એમાં હૅમ્લેટ, પોલોનિયસ અને ખટપટી ખુની રાજાનાં પાત્ર સ્થાયી રસ ઉપજાવે એવાં છે, સ્થળે સ્થળે અને યથાયોગ્ય આવ્યા કરે છે તે કલ્પનામય મનનો અને લાગણીના આવેશો, અને સામાજિક દૂષણો સામે ઠોક વેધક છે, ઓફેલિયાના પાત્રની આસપાસ કરુણરસ વહ્યા જ કરે છે, અને હૅમ્લેટના પિતાનું પ્રેત આવ્યા કરે છે તે દૃશ્યો ગયેબી ભવ્યતાના ઉત્તમ નમૂના છે, વળી દરબારીઓ ફૅશનેબલ જુવાનો નટો સૈનિકો અને છેક ગરીબીમાં જીવન ગાળનાર મજૂરો આદિનાં આલેખન બેચાર લકીરે જ કર્યાં હોય ત્યાં પણ સજીવન ઉપસી આવે છે. નાટક વાંચતાં પણ આપણને છક્ક કરે છે, અને તખ્તા ઉપર કુશલ નટોએ ભજવાતું જોઇયે, ત્યારે તો પ્રવેશ પછી પ્રવેશની સંકલનામાં શેકસપીયરનું

---

* પ્રસંગોપાત્ત નોંધું છું કે કાઠિયાવાડના એક જૂના માસિકની ફાઈલમાં જમશેદજી ઉમરીગરનો લખેલો કાલિદાસકૃત શકુંતલા નાટકનો તરજુમો પડેલો છે. ગુજ. વ. સોસાયટી કે ફાર્બસ સભા જેવી સંસ્થા એને ચોપડી રૂપે પ્રકટ કરે તો સારું. સામાન્ય કોટિના વાચકોને વાંચવો સારી પેઠ ફાવે એવો એ તરજુમો છે.

નાટયકલાનું પ્રભુત્વ આપણી સન્મુખ વિવિધસમૃદ્ધ ડુંગરના ચડાવ જેવું પથરાઈ રહે છે, આખી બાજી કેવી બિછાવાઇ જાય છે, વળી તે કેવી સંકેલાઇ જાય છે, અને વચ્ચે પોલોનિયસ ઓફેલિયા અને ખુનીના મારાઓ અને ભેદુઓ, તથા છેડે લાર્ટિસ, ખુની રાજા, રાણી, અને હૅમ્લેટ પોતે મૃત્યુવશ થાય છે કેવી રીતે, એ ઘટના ઉપર ઘટના બની આવે છે કેવી અણધારી તથાપિ સૌના ચારિત્ર અને પ્રકૃતિ વિચારતાં અજબ જેવી અનિવાર્ય રીતે, જાણે છઠ્ઠીના લેખ જ,– એ તમામ શેકસપીયરની કરુણ સુંદર કલાદેવી (Tragic Muse ટ્રૅઝિક મ્યૂઝિક)ની દિવ્યતા છે.

આવી કૃતિને કોઇ શકિતસંપન્ન કવિ — અનુવાદક જ પૂરતો ન્યાય આપવાની મોટી આશા સેવી શકે એ દેખીતું છે. અને મ્હને લાગે છે કે આપણા કવિઓ આજ લગી શેકસપીયરથી દૂર ને દૂર રહ્યા છે, તે એમની સભાન વિનમ્રતાએ પણ હોઇ શકે. ઇંગ્રેજી કાવ્યપદ્ધતિ અને છંદોરચના આપણી કાવ્યપદ્ધતિ અને છંદોરચનાની પરંપરા કરતાં અત્યંતાત્યંત ભિન્ન છે. એ જોશ, એ પ્રવાહ, એ ફુવારા, એ પલટા, એ ફરફર, એ સ્વભાવિકતાને વરેલી તીક્ષ્ણતા, સંવાદોમાં એ તાજગી, આત્મમંથનોની એ નિખાલસતા અને ઉંડાઈ, વર્ણનોમાં એ કુદરતપ્રેમ, એ છટા, લાગણીઓની એ ટક્કર, હૃદયતંતુઓનાં એ પૃથક્કરણ—વગેરે આપણી તાલબંધ ઠમકે પ્રાસ-ઝાંઝરના મંજુલ રણકા સાથે નાચતી કે શણગારેલી હાથણીની જેમ માત્ર જરી જરી ડાબા જમણે ડોલતી—પદ્યરચનામાં ઊતરે જ શી તરેહ, એમ આપણા કવિજનો શેકસપીયરને 'દૂરથી કરું વંદના' જેવા ભાવે જ જોઇ રહેતા આવ્યા હોય, તો તે ન સમઝી શકાય એવું તો નથી જ. પરંતુ એજ આપણા કવિજનોએ સાથે સાથે આપણી એ વારસે મળેલી પદ્યરચના અને કવિતાકલાની સમુત્ક્રાંતિ અને અનેકદેશી ખીલવણી વડે તેને અર્વાચીન બનાવી લેવાના પ્રયાસો અને પ્રયોગો પણ છેક નર્મદના સમયથી માંડી દીધેલાય આપણે જોતા આવ્યા છિયે. અને એકંદર પરિણામ, મ્હારે અધીન મતે એવું આવ્યું છે કે, આપણા પૂર્વજોએ દેવનાગરી ડપકાઓમાંથી

આપણી મરોડદાર ઝટ લખાતી ને વળી બીએ બીબાંને સુવાચ્ય અને એકએકથી અલગ રાખતી બેનમૂન લિપિ સર્જી આપી છે, તેમ આપણા એ કવિજનો ઉત્તરોત્તર ક્રમે સારી અર્વાચીન અને પ્રવાહી ગણી શકિયે એવી પદ્યરચના અને કવિતાકલા ઘડી આપવામાં—બીજા પ્રાંતોના અને ભગિનીભાષાઓના કવિજનો કરતાં ફાવ્યાં પણ છે. અથવા વિષયના મહત્ત્વને લઇ ને એ જ દાવો આપણે બીજા શબ્દોમાં વર્ણવિયે. ફિલસૂફી વિષે આપણામાં સેંકડો વર્ષથી કહેવાતું આવ્યું છે કે "**નાસૌ મુનિર્યસ્ય મતં ન ભિન્નં**" * તેજ કટાક્ષ-પદ્ધતિએ જાણે આપણે આપણા આ અર્વાચીન સંક્રાંતિયુગના કવિઓમાં **નર્મદ**થી માંડીને છેક શ્રી. **મગન 'પતીલ'** અને શ્રી. **મુકુંદ પારાશર્ય** લગીના તમામને સમગ્રે જોઇ લેતાં કહી શકિયે,× **નાસૌ કવિર્યસ્ય પદં ન નૂત્નં !** છેલ્લા પાંચછ દાયકા દરમિયાન ગુજરાતી કવિતામાં આપણા કેટલાક છંદોનાં નિર્બંધ રૂપ સારી રીતે ખેડાઈ રહેલ છે, અને છેલ્લા ત્રણ દાયકામાં તો પૃથ્વી, ઉપજાતિ, મિશ્રજાતિ, શાર્દૂલવિક્રીડિત, કટાવ, તોટક, અને અનુષ્ટુપ સારી પેઠે નિર્બંધ (અર્થભાવ વલણ ઝોકને ડગલે ડગલે અનુકૂલ પડે એવા વિરામો અને વિરામાભાવોવાળાં) કલેવરો મેળવી રહ્યા છે. વળી જે જે પદ્યલેખકોને કોઇ ખાસ સંસ્કારગ્રંથે વા રુચિગ્રહે ઉપલા છંદોમાં પ કંઈ ને કંઇ ઊણપ લાગે, તેવાને કાજે શ્રી. **ખબરદાર**ની મનહર જાતિની, શ્રી. **ત્રિભુવન વ્યાસ**ની સવૈયા જાતિની, શ્રી. **ભી**મરાવની લાવણી જાતિની, શ્રી. **બાણુરાવ દીવટિયા**ની હરિગીત જાતિની, બંગાળીમાંથી અનુકરાતી "પયાર" અને "સોમરાજિ" જાતિની, કે મરાઠીમાંથી અપનાવાતી નવી રચનાઓ, અને વળી **કે. હ. ધ્રુવ**ની "વનવેલી"* તેમ નારાચચામરના સાધારણીકરણે ઉપજાવાયેલ

---

* શેનો મુનિ, જો મત ન્હોય આગવો. × 'શેનો કવિ જો ન પદાવલિ નવી.' પદ=(૧) પગલાં, ચાલ; (૨) પદ્યરચના. જુવો ભણકાર (૧૯૧૭) ના પ્રવેશક નિબંધમાં પૃષ્ઠ ૨૭–૨૮.

* ભલેને શાસ્ત્રની કસોટીએ 'વનવેલી' છંદ જ નથી, પણ વાક્છટા જોઇએ એવાં સ્થાનોમાં કુશલ કારીગરને હાથે તે ખીલી આવે છે.

'ગુલબંકી' એમ અનેકવિધ અને ચડઉતર મગદૂરવાળાં પુષ્કળ નવાં સાધનવાહનો ગુજરાતી કવિઓ તો છૂટથી ને યથેચ્છ ઉપયોગમાં લઇ શકે એમ જોઇએ છિયે. અને વળી એટલેથી તો અટકી જવું પડે એમ પણ નથી. સુગેય રચનાઓમાં તો વળી આ દાયકાઓ દરમિયાન આપણી કવિતાએ સવિશેષ પ્રગતિ સાધી લીધેલી છે. જૂની વીસરાઈ ગયેલી ઢાળોને ફરી લોકાદર મેળવતી બનાવાઇ છે, તથા તેમને મળતી અને તેમનામાં ભાત પાડતી અને ગળે વેલબુટ્ટી આદિ યથાયોગ્ય ઉમેરી લેતી અવનવી અર્ધ નવી નવલાભાસી રચનાઓ પણ ઉપજાવાઇ છે.× પૂર્વજોએ જાણે કે આ વિપુલવિવિધ સાધનસામગ્રી તૈયાર થઇ જતાં લગી પોતાથી આઘે ઠેલેલાં અને પોતે મુલતવી રાખેલાં સેવાક્ષેત્રો—ઇંગ્રેજી કાવ્યો યુરોપીય કાવ્યો અને પદ્યપ્રધાન ઇંગ્રજી યુરોપીય નાટકોના (મૂળને ન લજવે એવા) અનુવાદો લઈ બેસવાની ઘડી આપણા ઇદાનીંતન કવિ બંધુઓને માટે હવે તો સારી પેઠે ભરાઇ ચુકેલી છે. અને આ સેવાક્ષેત્રમાં પ્હેલ શ્રીમતી હંસાબ્હેન જેવાંને હાથે થવા પામે છે, એ કેવળ અણધારેલા બનાવને સારામાં સારું શકુન માનું છું.

ઉપલી દૃષ્ટિએ આ નાની ચોપડીને આવા ઉન્નત સુંદર ક્ષેત્રમાં પ્હેલ કરતી ગણી શકાય, તો બીજી દૃષ્ટિએ એક મોટા યજ્ઞકાર્યની પૂર્ણાહુતિ લેખે પણ આ જ ચોપડીને ગણાવી શકાય—આપણા છંદોને છૂટા રમતા પ્રવાહી નિર્બંધ બનાવવાનો યજ્ઞ નર્મદને હાથે આરંભાયો. ગો. મા. ત્રિ. ગજેંદ્ર બૂચ વગેરે કોણેકોણે તેને ચાલુ રાખવા અને

---

× શ્રી. નાનાલાલ કવિની અપદ્યાગદ્ય આંદોલરચના (Whitman–વ્હિટમાન શાઇ, ફ્રીવર્સ, યુરોપીય પિંગળ શાસ્ત્રમાં રૂઢ નામ 'Vers liber' વર્સ લાઇબર)ને પણ અહીં ઉમેરી શકાય. વાક્છટા અને વાગ્ડંબર (સાચું તેમ તકલાદી તાબૂતની સોનેરી જેવું હ્રેટરિક rhetoric) સમુચિત એવે પ્રસંગે એ ડોલન–ટુંકા એક બીજાને તોડતા કે જવાબ દેતાં antithetic એન્ટિથેટિક વિરોધાભાસી વાકયોની રચના–પણ ફાવે છે, તેના દાખલા — શ્રી. નાનાલાલનાં લખાણો ઉપરાંત મરહુમ વલ્લભજી ગણાત્રા અને શ્રી. સુન્દરમ્ જેવાની કૃતિઓ પૂરા પાડે છે. અને નાટકમાં તો ગદ્યપદ્ય, અપદ્યાગદ્ય, સંગીત, ઉછળક લલકાર, ગઝલ, બેત ગમે તે રચનાપ્રકાર યથાયોગ્ય યોજ્યો હોય તેય સંગ્રહણીય માનનીય આદરણીય છે.

વધારે પ્રજ્વલિત કરવાને શી શી આહુતિઓ આપ્યા કરી છે તે ઉપર કંઈક સૂચવાઈ ગયું છે. ઇંગ્રેજી પદ્યરચનાના ઇતિહાસમાં નિર્બંધ છંદ નાટકમાં શરુ થાય છે, અને તે થોડા જ સમયમાં કાવ્યના પ્રાંતોને સર કરતો મહાકાવ્યનું તો સર્વસંમત શ્રેષ્ઠ વાહન બની રહે છે. ગુજરાતી પદ્યરચનાના ઇતિહાસમાં એથી ઉલટો ક્રમ પ્રવર્ત્યો જોઈએ છીએ. નિર્બંધ છંદ માટેના પ્રયાસ શરુ થયા આખ્યાન કાવ્ય અને કાવ્યની બીજી જાતિઓ માટે. સોનેટના પ્રદેશમાં પણ નિર્બંધ છંદો ધુસ્યા. નવીન કવિઓના 'ઓડ' કાવ્યો અને ખંડ કાવ્યો માં પણ એ છંદ વાપરવા લાગ્યા. અને હવે છેક છેલ્લે હંસાબ્હેન એ નિર્બંધ છંદને નાટકમાં પણ પ્રયોજીને એ પ્રવૃત્તિના આખા વર્તુલની સમાપ્તિ કરે છે. બીજા નવીનો પૃથ્વી જેવા બીજા નિર્બંધ છંદો પણ નાટકોમાં પ્રયોજવાની તૈયારી કરી રહ્યા છે એમ સાંભળું છું. એક સ્વતંત્ર નાટિકા – શ્રી દુર્ગેશ શુકલની 'ઉર્વશી' તો પ્રકટ પણ થઈ ચૂકેલી છે.

બેશક નિર્બંધ છંદને યથાયોગ્ય વાંચી શકે, લલકારે નહીં અર્થ-પોષક અર્થદ્યોતક લઢણે પઠન કરે, એવી વાચનકલાવાળો મોટો વાચકવર્ગ ઉભો થવો જોઈએ. શિષ્ટ સાહિત્યરસિકોમાં પણ, સાહિત્યના શિક્ષકો અને અધ્યાપકોમાં પણ, આ વાચનકલા હજી ધીમે ધીમે જ ફેલાય છે. પરંતુ એ પ્રકારની જુદી જુદી જાતની અને ચડઊતર ગુણવત્તાવાળી વાચનસામગ્રી વધતી આવે તેમ તેમ જ આ વાચકવર્ગ વધી શકે. વાચક અને વાચ્ય વસ્તુનો અન્યોન્યાશ્રય સંબંધ આ પ્રકારનો છે. એટલે હજી વાચકવર્ગ પુરતો વધેલો નથી, ત્યાં લગી આવાં લખાણ પ્રયોગદશાનાં અને સાહસિક જ ગણાવાને પાત્ર છે. પણ એ હકીકત આની જોડનાં વધતાં જતાં સાહિત્યથી થોડા સમયમાં પલટાઈ જશે એવો મ્હને વિશ્વાસ છે. ઇદાનીંતન કવિ બંધુઓની અનેકવિધ સર્જનપ્રવૃત્તિ ચડતા લોહીની છે અને વેગભર આગળ ધપી રહી છે, એ તો સૌ કોઈ જોઈ શકે છે. નિર્બંધ છંદમાં લખતાં ગુજરાતી નાટકો અને નાટકાનુવાદો પ્રયોગો અને સાહસો મટીને સામાન્ય થઈ જાય, આવી કૃતિઓ તો નિર્બંધ છંદોરચનામાં જ

હોય એવો શિષ્ટ મત બંધાવા પામો, એવી એવી આશા હું સેવું છું; એમાં જ ગુજરાતી કવિતા અને ગુજરાતી પદ્યરચનાની પ્રગતિની સાચી દિશા જોનારો છું.

શેક્સપીયરનાં (તેમ બીજાં એ જાતિનાં) નાટકોમાં ગદ્ય લખાણો સારી પેઠે હોય છે. સ્થળે સ્થળે એ ગદ્ય પણ એવા ગુણોવાળું હોય કે તે અંશ કવિત્વમય લેખવામાં બાધ ન આવે, અને પદ્યમાં અનુવાદિત પણ શોભે, કવચિત પદ્યરૂપે વધારે બંધબેસતું પણ લાગે, એમ બનવાજોગ છે. તાત્પર્ય કે અનુવાદની મૂળને વફાદારી એટલે માખીની માખી ચકલીની ચકલી, ગદ્ય તે ગદ્યમાં જ, પદ્ય તે પદ્ય રૂપે જ, ગીત તે ગીત જ, ગાળ તે ગાળ જ, બોલી તે બોલી અને ગ્રામ્ય તે ગ્રામ્ય જ રાખવું જોઇયે એવાં કોઈ પણ દૃઢ બંધન પાળવાં ઇષ્ટ નથી. મૂળ લેખ અને લેખકના દેશકાળમાં જે અશ્લીલ કે સુરુચિથી વેગળું ના ગણાય પણ અનુવાદકના દેશકાળમાં તેવું જ ગણાય એવું હોય, તે અંશોને ફેરવી લેવાનીય 'નિર્બંધતા' (છૂટ–ડિસ્ક્રેશન discretion) અનુવાદકને હોવી જોઇએ. સાદી વાતચીતનું પ્રતિબિંબ સાદી વાતચીત જ હોય, કવિતાનું પ્રતિબિંબ કવિતા જ, આવેશમયતાનું આવેશમયતા જ, કરુણ કે વીરનું કરુણ કે વીર જ,—એવા એવા સ્થૂલ અને સંસ્કારી અનુવાદકને પૂરતી છૂટ રાખતા નિયમોને જ પુરતા ગણું છું.

નિર્બંધ છંદ વાંચવાની પણ ખાસ કલા છે, એ ઉપર આવી ગયું. પણ કાવ્ય હોય તેના વાચનમાં અભિનય (સ્થૂલ તેમ સાત્વિક પ્રકારોનો) કોઇ અપવાદ જેવા સ્થળમાં જ અનિવાર્ય, અથવા આવશ્યક અથવા તો ભૂષણરૂપ (અર્થદ્યોતક) બને છે, ત્યારે નાટકો તો દશ્ય કાવ્યો; તેમના વાચનમાં એ ગદ્ય ને પદ્ય તમામના વાચનમાં ઉચિત અભિનય જરૂરી એટલું જ નહીં તે ખાસ મહત્ત્વનો ગણાય એ દેખીતું છે. અભિનય વાંચવામાં ન આવે ત્યારે નાટક પોતાનું દશ્યકાવ્યત્વ ગુમાવીને પાઠ્ય કાવ્યની જાતનું સાહિત્ય જ બની જાય છે. અને સાભિનય વાચનમાં ને અર્થાનુકૂલ અર્થપોષક તથાપિ

અભિનયશૂન્ય પઠનમાં તો ઘણો ફેર હોય છે. ડિકન્સની નવલોના ઉત્તમ ભક્તો તેમાંના અંશો સહૃદયતાથી મોટે અવાજે વાંચતા તેમાં અને ડિકન્સ પોતે એ અંશોને સેંકડો પ્રેક્ષકોની સભાઓમાં સાભિનય વાંચતો તેમાં ખંડકે ખંડકે અને વાક્યે વાક્યે પણ ઘણો ફેર પડી જતો. ડિકન્સને નાટ્યકલાની બક્ષીસ જ હતી. એના સાભિનય વાંચનો માટે, તે જોવા સાંભળવાના ખાસ સંસ્કાર અને આનંદ માણવાને સેંકડો સાહિત્યરસિકો વારંવાર ઉભરાયા કરતા. નાટકના કવિ કે કવિ અનુવાદકે, અભિનયકુશળ નટ તખ્તા ઉપર પાત્ર સાથે બનતું તાદાત્મ્ય સાધીને જેમ સાભિનય બોલે, તેમ પોતાનું ગદ્યપદ્ય બોલી શકાય એ પ્રકારનું લખવાનું છે. એ લેખકની કલ્પનામાં નિરંતર તખ્તા ઉપરનો નટ રમી રહેલો હોવો જોઇએ. પોતાના નિર્બંધ છંદમાં તેમ ગદ્યમાં કવિએ વિરામો ચડાવઉતાર વેગ આદિની રગના સાભિનય પઠનને અનુકૂલ બની શકે એવી કુદરતી સાધવાની છે. અને તો આ અનુવાદમાં હુંસાબ્હેને ગદ્ય પદ્યમાં આ પ્રકારની અભિનયલાયકી સાધી છે કે નહીં એમાં એમને કેટલો વિજય મળ્યો છે એ ખાસ પ્રશ્ન આપણી આગળ ઉપસ્થિત થાય છે. નિર્બંધ છંદની વાચન કલામાં નિષ્ણાત રસિક પાઠક પાઠ્ય કાવ્યને વાંચે તેવી રચના એમને હાથે સધાઈ છે કે નાટકી સાભિનયતા પણ એમણે સાધી આપી છે?

આ કૃતિને વાંચતાં અધિકારી વાચક આવા સવાલોને નિરંતર ધ્યાનમાં રાખે. એ સવાલોના જવાબ આજે કોઇનાથીય ના દેવાય. ગમે તેવો પ્રતિષ્ઠિત હોય એવા એક વિવેચકે પણ ના દેવાય. આ કૃતિથી વધુ વધુ પરિચિત થતો શિષ્ટ વાચકવર્ગ આ વિષે ધીમે ધીમે જ નિર્ણય ઉપર આવી શકે. અને નિર્ણય માટે લાગતો સમય ટુંકો થઇ જાય એક જ પ્રકારે. નટકલાકુશળ કોઇ ચમૂ આ કૃતિને ઉપાડી લે અને ભજવી બતાવે અને તેમાં વિજય મેળવે, નાટક-ભોગીઓ એ નટોનું આ હૅમ્લેટ જોવાને વારંવાર જતા જોવામાં આવે, એટલે એ બનાવ પોતે આવા સવાલોના છેવટના અને પૂરેપૂરા જવાબ આપી દે. વળી એવા તખ્તાવિજયે આ જાતનું

સાહિત્યસર્જન અવનવા લેખકોને હાથે આપણને મળતું થઇ જાય પણ મનમાનતી ઝડપે.

મૂળનો અર્થ, અનુવાદ સ્થળે સ્થળે બહુ સારી રીતે એટલું જ નહીંને ક્યાંક ક્યાંક તો આપણને આનંદ અને આશ્ચર્ય થાય એવી નમૂનેદાર વફાદારીથી ઉતારે છે. મૂળમાંના આવેશ, લાગણીસંઘટ્ટન, વિરોધી પ્રકૃતિઓના સામના, વિષાદ અને મુંઝવણનાં વ્યાપક આવરણ, ઘોરતા, કરુણતા, સુંદરતા, અજાયબી, વગેરે વગેરે આ અનુવાદ સારી રીતે પ્રતિબિંબતો મૂળ સર્જકની શકિતઓનો આપણને ખયાલ આપવામાં સારી ફતેહ મેળવે છે. અને આટલા સ્થૂલ મૂલ્યાંકનમાં તો ઘણા અધિકારી વાચકો મ્હારી સાથે સંમત થશે એમ હું ધારું છું. સામી બાજુએ, ભિન્ન રુચિતંત્રવાળા તેમ આ સંક્રાંતિયુગની આપણી સમગ્ર સાહિત્યપ્રવૃત્તિને જુદી જ ભાવનાએ જોઇ રહી પ્રગતિને બદલે ઉલટી જ ગણતા કેટલાંક આગ્રહી બંધુઓ આની ટીકા કરવા અને આ પ્રયાસને ઉતારી પાડવાને પ્રેરાય તો તેય અસંભવિત નથી. સાહિત્યક્ષેત્રે વાદાવાદી અને રસાકસી વધ્યાં છે અને હજી વધવામાં હોય એમ લાગે છે. માટે તો અત્ર અભિપ્રાય દર્શાવીને ન પતાવતાં—આ પ્રવેશકને તેના પ્હેલા ખંડક (પૅરેગ્રાફ)થી જ અટકાવી ન દેતાં, ચર્ચામાં ઉતર્યો છું, અને મ્હારા અભિપ્રાયનાં કારણો સમજવાને ખરેખર ઇચ્છતા હોય તેવાને સમઝાઇ જાય એવા સાદા રૂપમાં રજુ કરવાનું કર્તવ્ય યથાશકિત ઉઠાવ્યું છે. પ્રતિપક્ષી બંધુઓને છેવટ એક જ તુલના કરી જોવાની વિનંતિ સાથે વિરમું છું. આ પ્હેલાં હૅમ્લેટનો એક જ ગુજરાતી અનુવાદ થયેલો છે, નરભેશંકર પ્રાણજીવન દવેનો. આ લેખક પણ એમ. એ. હતા, વિદ્વાન હતા, કૉલેજમાં વર્ષો લગી ફિલસૂફીના અધ્યાપક હતા અને ઇંગ્રેજી સાહિત્યમાં તેમ ગુજરાતી લખવામાં વર્ષોની આવડતવાળા હતા. એમના હૅમ્લેટ સાથે આની તુલના કરી જોશે તેને આ અનુવાદની સજીવનતા અને સરસાઇ પાને પાને પ્રત્યક્ષ થયા વિના નહીં રહે.

**બળવંતરાય ક. ઠાકોર**

## :: પાત્રો ::

| | | |
|---|---|---|
| કલૉડીયસ | .. | ડેન્માર્કનો રાજા |
| હૅમ્લેટ | .. | ગત રાજાનો પુત્ર અને આ રાજાનો ભત્રિજો |
| પોલોનિયસ | .. | રાજમંત્રી |
| હોરેશિયો | .. | હૅમ્લેટનો મિત્ર |
| લાર્ટિસ | .. | પોલોનિયસનો પુત્ર |
| વોલ્ટીમન્ડ, કોરનેલિયસ<br>રોઝનક્રાંટ્ઝ, ગીલ્ડનસ્ટર્ન<br>ઑસરીક | .. | દરબારીઓ |
| માર્સેલસ<br>બર્નાર્ડો | | લશ્કરી અમલદારો |
| ફ્રાન્સીસ્કો | .. | સૈનિક |
| રેનાલ્ડો | .. | પોલોનિયસનો નોકર |
| ફોર્ટિનબ્રાસ | .. | નૉર્વેનો રાજકુમાર |

કપ્તાન, પાદરી, આંગ્લદેશના એલચીઓ, ઉમરાવો, અન્ય દરબારીઓ, નટો, ખલાસીઓ, દૂતો, અન્ય નોકરો, ને હૅમ્લેટના પિતાનું ભૂત

## : સ્ત્રી પાત્રો :

| | | |
|---|---|---|
| ગર્ટ્રુડ | .. | હૅમ્લેટની મા અને ડેન્માર્કની રાણી |
| ઓફેલિયા | .. | પોલોનિયસની પુત્રી |

## : સ્થળ :

એલસિનોર. ડેન્માર્કમાં એક કિલ્લો.



## અંક પહેલો
## પ્રવેશ પહેલો

એલસીનોર

[કીલ્લાની દીવાલ પાસે. ફ્રાન્સીસ્કો પ્હેરો ભરતો. બર્નાર્ડો આવે છે.

બર્ના : કોણ છે ત્યાં ?

ફ્રાન્સી : કહે તું કોણ છે અરે. થોભ બતાવ કોણ છે ?

બર્ના : મહારાજ તણો જય !

ફ્રાન્સી : બર્નાર્ડો !

બર્ના : એ જ.

ફ્રાન્સી : કલાકને ટકોરે તું આવ્યો સમય સાચવી.

બર્ના : ટકોરા બારના વાગે. ફ્રાન્સીસ્કો ! સુઇ જા હવે.

ફ્રાન્સી : મુક્તિ માટે ઘણો ઋણી.
છે કડકડતી ટાઢ હૈડાને મુજ પીડતી.

બર્ના : ચોકીમાં શું થયું કશું ?

ફ્રાન્સી : ઝાડપાને હલ્યું નથી.

બર્ના : જા સલામ તને ભાઈ !
હોરેશિયો મળે કે જો માર્સેલસ મળે તને
મુજ ચોકી તણા સાથી કે'જે વિલંબ ના કરે.

ફ્રાન્સી : રે આવ્યા સાંભળું એને. હુકમદાર ! થોભજો

[ હોરેશિયો ને માર્સેલસ આવે છે.

હોરે : મિત્રો છીએ સ્વદેશના

માર્સે : ને તાબેદાર ડેનના.[1]

ફ્રાન્સી : સલામ બેયને મારા–

માર્સે : સૈનિક! આવજે ભલા.
કોણે મુક્ત તને કર્યો?

ફ્રાન્સી : બર્નાર્ડોએ લીધી જગા.
રે સલામ ફરી ભાઈ!

માર્સે : બર્નાર્ડો!

બર્ના : આમ છું! અહો!
હોરેશિયોય સાથમાં?

હોરે : અરે અંશ જ એ તણો.

બર્ના : હોરેશિયો! ભલે આવ્યા. માર્સેલસ! ભલે તમે.

માર્સે : થયું દર્શન આજે કે પેલા ભૂત તણું ફરી?

બર્ના : હજી તો ના કશું દીઠું.

માર્સે : હોરેશિયો કહે છે કે ભ્રમ એ કલ્પના તણો.
શ્રદ્ધા નથી જરા એને ભાળ્યું બે વાર આપણે.
લાવ્યો છું તેથી એનેયે, રાત્રીની ગણવા પળો:
બોલશે ભૂતની સાથે જોયું સાચું ઠરે જ તો.

---

૧ ડેન્માર્કના અથવા ડેન્માર્કના રાજાના.

બર્ના : બેસ ધીરો થઈ જરા.
જોયું એ રાત જે અમે, વારંવાર કહી કહી
ફુંકીશું કાન તારા, જે સાંભળવા ન તત્પર.

હોરે : લ્યો બેસો તો હવે. માંડ બર્નાર્ડો ! તુજ એ કથા.

બર્ના : ગત રાત્રી વિશે જો જ્યાં, પેલો દેખાય તારલો,
ધ્રુવની પૂર્વમાં, એ જ આકાશ ખંડને હતો
તેજથી સળગાવતો, ત્યાં, મેં, માર્સેલસે અને,
ટકોરે ઘંટના એક —

[ ભૂત આવે છે.

માર્સે : શાન્ત ! બંધ કરો વાત. જો ! ત્યાંથી આવતું ફરી.

બર્ના : જો ! જો ! જાણે નર્યા જાતે દેવલોક નૃપાલ એ.

માર્સે : જ્ઞાની છો એટલે પૂછો હોરેશિયો ! તમે કશું.

બર્ના : શો આબેહૂબ રાજાજી ! હોરેશિયો ! ખરૂં નહી !

હોરે : અરે એથી જ હું બહુ આશ્ચર્યભયમૂઢ છું.

માર્સે : હોરેશિયો ! કહે કહે.

હોરે : તું કોણ છે ? નિશા સમે જે આવ્યો ભમતો અહીં.
મૃત ડેન્માર્ક કેરા, ને, નૃપાલનો ધરી વળી
એ ભવ્ય નષ્ટ દેહને ! બોલ આજ્ઞા કરૂં તને.

માર્સે : અપમાનિત એ લાગે.

બર્ના : ચાલ્યું ઝડપથી અરે.

હોરે : થોભરે ! બોલ ! બોલ ! તું ! આજ્ઞા કરૂં રહે ઉભો.

માર્સે : એ તો ગયું વિના બોલે.

બર્ના : હોરેશિયો ! હવે કહો ફીક્કા કેમવળી ધ્રુજો
આ ભ્રમ કે વિશેષ છે ?

હોરે : પ્રભુ હાજર જાણીને, નરી આંખે ન હોત જો
જોયું હું માનતે કદી.

માર્સે : રાજા જેવું તને લાગ્યું ?

હોરે : જેમ તારા સમોજ તું.
આજ બખ્તરમાં સજ્જ હતા જે વાર એમણે
નૉર્વે[1] ગર્વિષ્ટની સાથે ખેલ્યો સંગ્રામ કારમો;
આમ જ એકદા એના ક્રોધથી વાતમાં ભવાં
ચઢેલ, પોલને[2] જ્યારે માર્યા હિમ પરે હતા.
અદ્ભુત છે ખરેજ આ.

માર્સે : પ્હેલાં આમ જ બે વાર મધ્ય રાતે બરોબર,
આગેથી અમ ચોકીની કવચધારી ગયું હતું.

હોરે : વિચારવું મને શું ના સુઝે પરંતુ લાગતું
શુકનો રાજ માટે તો એકંદરે અમંગળ.

માર્સે : ઠીક કહ્યું. હવે બેસો કહો જે જાણતું મને
શા માટે સખ્ત છે પ્હેરો, આ, આખી રાત દેશમાં;
શા માટે દિનરાત આ દારૂગોળા બનાય છે;
વળી વ્યાપાર શસ્ત્રોનો છે પરદેશ સાથમાં;

૧ નૉર્વેના રાજા. ૨ પોલન્ડના લોક.

ભરતી બહુ શા માટે નૌકાકારો તણી વળી,
સૌ વાર સરખા એના પ્રચંડ કાર્ય ભારમાં;
છે શું ચાલી રહેલ આ સ્વેદભીની ત્વરા થકી
રાત ને દિવસો સાથી સરખા, શ્રમના બને?
બોલો કોણ કહી શકે?

હોરે : રે હું કહીશ એ કથા.
ચાલે છે વાત છાની કે આ દેવલોક ભૂપને
મૂર્તિ દેખી હતી જેની, ફોર્ટિનબ્રાસ રાજને
નૉર્વેના, અભિલાષી જે માન માટે, નિમંત્રણ
કર્યું યુદ્ધ તણે કાજે. હૅમ્લેટે વીર આપણાં
પ્રતિષ્ટા જેમની મોટી, આ બાજુ લોકમાં બહુ
ફોર્ટિનબ્રાસને જીત્યો; જેથી કરી કરારમાં
રાજ સિક્કા સહીવાળા, લખ્યા પ્રમાણ સર્વ એ
હારી બેઠો વિજેતાને; સૌ રાજપાટ જીંદગી.
મૂકી સામે હતી ભૂપે, ભૂમિ અલ્પજ હોડમાં
વિજયી થાત જો એ, તો ફોર્ટિનબ્રાસને મળે.
મળી હૅમ્લેટને તે તો, લેખબળે કરારના.
હવે આગળ સાંભળો. ફોર્ટિનબ્રાસનો પુત્ર
તેજસ્વી છે યુવાનીયો, અણકસાયલો છતાં,
નૉર્વેની હદમાં એણે, ગુંડા ને ધાડપાડુઓ
જમાવ્યા અન્ન આપીને કોઇ સાહસ કાજ, છે
જેમાં છાતી તણું કામ. ને એ સાહસ એટલે
બીજું કાંઇ નહી યુદ્ધ, લાગે છે સરકારને.
પિતાએ રાજ જે ખોયું લેવું તે બળજોરથી
માનુ છું હેતુ આજ છે, તૈયારી આપણી તણો
આ પ્હેરો ને ધમાલ સૌ ત્વરાનું મૂળ કારણ—

બર્નાં : આજ હેતુ મને પણ લાગે છે. હોય અન્યના.
સમજાય હવે મૂર્તિ અપશુકનિયાળ એ
રાજાની પ્રતિમા સમી, યુદ્ધ કારણ જે હતા,
સજ્જ બની ફરે અહીં, ચોકી સામે બરોબર.

હોરે : વિચાર ચક્ષુમાં જાણે ખૂંચતી રજની કણી.
મહારાજ્ય હતું રોમ પૂર્ણ જાહોજલાલીમાં
જુલીયસ[1] મહાબળી પડયો તેજ સમે જરા
પૂર્વે, ત્યાં તો જણાયા'તા અશુભ શુકનો ઘણાં;
ઘોર સૂની પડી દીઠાં, ઓઢેલ શ્વેત વસ્ત્રને
રોમના રાજ માર્ગોમાં પ્રેતો એ ચીસ પાડતાં.
દેખાયા બળતા તારા, ઝાકળ બિન્દુ લોહીના,
ભીષણ રૂપ સૂર્યનું, ને આર્દ્રાપતિ સોમતો
જેનો પ્રભાવ મોટો છે વરુણ લોકની પરે
શો મૃતપ્રાય દર્દથી રાહુગ્રસ્ત બની થયો!
ભયંકર બનાવોની આગાહીરૂપ ને વળી
દૈવધાવા[2] સમા ચિહ્નો, શુકનો ભાવિ સૂચક
પૃથ્વી આકાશ દેખાડે આપણા પણ દેશમાં.

[ ભૂત આવે છે.

શાન્ત! જુઓ! જુઓ! પણે ફરીને આવતું અહીં
મરૂં તો પણ જાઉં હું સામો. રે ભૂત! થોભ તું!
અવાજ તું શકે કાઢી, ને વાચા હોય જો તને
તો બોલ.

---

૧ જુલીયસ સીઝર રોમનો સમ્રાટ.
આમાં વ્હેમનું વર્ણન એ વાસ્તવિક રીતે શેક્સપીયરના જમાનાનું ગણાય.
૨ મરાઠીમાં 'વરધાવા' એટલે વર આવે છે એ વધામણી આપવા આગળ આવે છે તેને કહે છે. અહીં દૈવની આગાહીરૂપ માટે 'દૈવધાવા' એ શબ્દ લીધો છે.

શુભકારજ કાંઈ જો કરવું હોય, જે થકી
મુક્તિ મળે તને અને મારૂં પુણ્ય વધે વળી,
તો બોલ.

જો અમંગળ દેશના વિશે કો જ્ઞાન હો તને
જાણી આગળથી જેનું અપવારણ થાય તો,
રે બોલ.

કે ભેગું ધન તેં કરી કૃપણ રીત દાટીયું
ભૂગર્ભે, જે થકી જીવો અંતે ભૂત બની ભમે;
બોલ બોલ રહે ઉભો !

[ કૂકડો બોલે છે.

માર્સેલસ ! જવા ન દે.

માર્સે : મારૂં ભાલા વડે મારા ?

હોરે : માર જો ના રહે ઉભું.

બર્ના : અહીં આ.

હોરે : ના તહીં

માર્સે : ગયું !

ના શોભે બળજોરીનો ભવ્યતા સાથ સામનો
એ તો માત્ર હવા, કયાંથી, કો ઘાયલ કરી શકે ?
વ્યર્થ સૌ આપણા તેથી, પ્રહારો મશ્કરી સમા.

બર્ના : બોલવાની હતી ઇચ્છા, ત્યાં સ્વર કૂકડે[૧] કર્યો.

---

૧ એવી માન્યતા છે કે કૂકડો બોલે એટલે ભૂત નાસી જાય.

હોરે : મળતાં રાજ તેડું જ્યાં, બીકે દોષિત ચોંકતા
તેમ જ ચમકેલ એ. સાંભળ્યું પણ છે વળી;
શરણાઇ પ્રભાતની એ, તીણા દીર્ઘ સૂરથી
કૂકડો દિનનાથને જગાડતો; અને સુણી
એ સૂચક સ્વરોને સૌ, જળમાં, સ્થળમાં વળી
અગ્નિ આકાશમાં જ્યાં ત્યાં ભમતાં ભૂત સત્વર
નિજ સ્થાને ફરે પાછાં; સત્ય એ લોકવાતનું
ભૂતે આજ બતાવીયું.

માર્સે : જે પળે કૂકડો બોલ્યો તેવું અદૃશ્ય એ થયું.
એવી છે માન્યતા લોકે એ શુભ પર્વને સમે
ઉજવે જન્મનો દિન[૧] પ્રભુ ઇસુ તણો બધા,
પંખી પ્રભાતનું ગીતો, આખીયે રાત ગાય છે;
કહે તેથી પિશાચ ને ભૂતો ના નીસરી શકે
ભૂતળે. સુખદા નિશા, શુભદૃષ્ટિ ગ્રહોતણી
ના વળગાડ ડાકણો કે પરીનો, પવિત્ર ને
મંગળ કાળ શો ખરે!

હોરે : મેં પણ સાંભળેલ એ. શ્રદ્ધા છે વાતમાં મને—
આ જો! પ્રભાત આવતું રકત અંબર ઓઢીને
પૂર્વમાં ગિરિશૃંગના તુષાર પર ચાલતું.
ઉઠાવીયે હવે પ્હેરો. અને હું સૂચના કરૂં
જે જોયું આજ રાતમાં કે'વું હૅમ્લેટને બધું.
પૂર્ણ વિશ્વાસ છે મને ભૂત જે મૌન તો હતું
આપણી સાથ, બોલશે જોઇને એમને નકી.

૧ નાતાલનો દિન ઈસુ ખ્રીસ્તનો જન્મદિન.

સંમતિ શું તમારી છે કરવી વાત એમને
આપણા પ્રેમ ખાતર. છાજે છે ધર્મને વળી?

માર્સે : મારી છે પ્રાર્થના પણ એજ ને જાણતો વળી
ક્યાં એ પ્રભાતમાં હશે.



## અંક પહેલો
## પ્રવેશ બીજો

[નોબત વાગે છે અને રાજા, રાણી, હૅમ્લેટ, પોલોનિયસ, લાર્ટિસ, વોલ્ટીમન્ડ, કોર્નેલિયસ, ઉમરાવો અને નોકરો પ્રવેશે છે.

રાજા : પ્રિય ભ્રાતાતણું દુઃખ તાજું હૅમ્લેટને હજી,
કરવો શોક રે ઘટે અમારે યે; વળી સહુ
રાજ્ય છે અમ દુઃખમાં ડૂબ્યું; તથાપિ આખરે
સ્વભાવને ડહાપણે કર્યો મ્હાત, અને અમે
શોકે વિવેક દાખવી, એને સંભારતા અને
સાથે ન તો વિસારતા જાતને પણ, [એટલે
રાણીજી આજના ને જે ભાભીજી એકદા હતાં,]
આ શૂરવીર રાજના માલકા હકદારને,
બહુ સંતાપ મિશ્રિત સંતોષ સાથ ને વળી
(હર્ષાશ્રુ એક આંખમાં, અને શોકાશ્રુ અન્યમાં,)
લગ્નમાં શોકગીત ને મંગળ ગીત મરણમાં,
શોક આનંદ એ રીતે તોળીને સરખાં અમે,
પત્ની કર્યાં. તમારી એ પૂછી હતી સલાહ ને
પ્હેલેથી સાથ છો તમે આમાં. આભાર સર્વનો.
જે કહું છું હવે જાણો સર્વ છો; બળની અમ
કિંમત લઘુ આંકતો ફોર્ટિનબ્રાસ નાનડો.
અથવા માનતો, રાજ્ય, મૃત્યુથી પ્રિય બંધુના
છિન્ન ભિન્ન થયું સર્વે. સેવતો સ્વપ્ન એ વળી
લાભ લેવા. સતાવતો સંદેશા પાઠવી અને
પિતાએ દેશ ખોયો જે, અમારા વીર બંધુને,
માગતો સર્વ એ પાછો કરાર લેખ સાથમાં.

પત્યું એતું. હવે સભા બોલાવી આજ તે વિશે
કહું કારણ. નોર્વેમાં કાકા ફ્રોર્ટિનબ્રાસના
પથારીવશ ને વળી છે કમજોર. સાંભળે
ના ભત્રિજા વિશે કશું. લખ્યો કાગળ એમને
સેના ઉભી પ્રજામાંથી કરતો અટકાવવા.
કોર્નેલિયસ! તું ભલા ને વોલ્ટીમન્ડ પાઠવું
સંદેશો જઇ દેવા આ વૃદ્ધ નોર્વે નૃપાલને.
પત્રમાં વિગતે લખ્યું, સત્તા વિશેષ ના દઉં
રાજાની સાથ તો વાતો કરવા વધુ. આવજો!
(સંતોષે કાર્યશીઘ્રતા તમ કર્તવ્યભાનને.)

કોર્ને: વોલ્ટી: આમાં ને સર્વમાં અમે, જે કર્તવ્ય બજાવશું.

રાજા : શંકા નથી મને જરા. આવજો! આવજો! તમે.

[કોર્ને. ને વોલ્ટી. જાય છે.

રાજા : હવે લાર્ટિસ! શી તારી વાર્તા? છે કંઇ યાચના
એમ જાણ્યું હતું. કહે કહેવાનું યથાર્થ જે;
લાગશે કરવા જેવું ડેનને, વ્યર્થ ના જશે
લાર્ટિસ! તુજ બોલવું. શું તારી યાચના કહે.
છે એવું કાંઇ માગે તું, આપી શકું ન હું તને?
શિરને જેમ સંબંધ હૃદય સાથ છે, અને
હસ્ત તો મુખને જેમ સેવે સદા, પિતા તુજ
ડેન્માર્ક રાજવી કેરી સાથ સંબંધ એ ધરે.
લાર્ટિસ! શી છ પ્રાર્થના?

લાર્ટિ : ભયપ્રદ મહારાજ!
ફ્રાન્સ પાછું જવા માટે માગું સંમતિ આપની.

આવ્યો ડેન્માર્ક ત્યાંથી હું ખાસ રાજ્યાભિષેકને
કાજે કર્તવ્ય બૂઝીને. હવે તો પૂર્ણ એ થયું
મુજ કર્તવ્ય. છે ધ્યાન ઈચ્છા ફ્રાન્સ જવા ભણી.
ક્ષમા માગી ધરૂં પાયે સંમતિ માટે અર્જ આ.

રાજા : છે આજ્ઞા તુજ તાતની? પોલોનિયસ! શું કહો?

પોલો : છે મહારાજ! નીચોવી હૃદય મુજ, કષ્ટથી
મંદ સંમતિ મેળવી, વીનવી વીનવી મને
આખરે વશ કીધો, મેં કુમનથીજ હા ભણી.
મારી છે અર્જ આપને આજ્ઞા આપો વિદાયની.

રાજા : લાર્ટિસ! જા ગમે જ્યારે. તારો સમય છે વળી
એ સમય વિતાવજે તું યોગ્ય રીત છૂટથી.
અને હૅમ્લેટ! ભત્રિજા વળી પુત્ર હવે મુજ!

હૅમ્લેટ : (સ્વગત) સંબંધમાં વિશેષ છું. સ્નેહીથી તો કમી ઠરૂં.

રાજા : હજી કેમ તને ઘેરે વાદળ શો વિષાદ આ?

હૅમ્લેટ : ના મહારાજ! પીડે છે ઉલટો રવિતાપ તો[૧]

રાણી : પ્રિય હૅમ્લેટ! તું હવે તજી દે ગ્લાનિ. સામું જો
ડેન્માર્ક પતિની મિત્ર દૃષ્ટિયે. નવ શોધ તું
નીચી નજર ઢાળીને માટીમાં દેવ શા પિતા.
સામાન્ય ધર્મ છે એ, જે જન્મે નિશ્ચય તે મરે;
ખેલી પ્રકૃતિમાં અંતે, સૌ પરબ્રહ્મમાં ભળે.

૧ અહીં રવિતાપના બે અર્થ થાય છે. (૧) સૂર્ય અને (૨) રાજા.

હૅમ્લેટ : માતા સામાન્ય છે એ તો.

રાણી : હોય સામાન્ય[1] જો, કેમ દેખાડતો વિશેષ તું ?

હૅમ્લેટ : [2]દેખાડું, માત ? ના, એ છે. 'દેખાડું' શબ્દ જાણું ના
આ શાહી રંગનો ઝભ્ભો ના ભલી જનની ! વળી
કાળા ગંભીર પોશાકો શોકના વ્યવહારના,
ના તો નિશ્વાસ સાથે એ ખોટા ઉચ્ચાર હાયના,
સહજ આંખથી વ્હેતાં વિપુલ ઝરણાં ન તો,
ચ્હેરો પડેલ કે બીજાં અનેક રૂપ દુઃખના,
સમજાવી શકે અરે વ્યથા મારી ખરેખરી.
છે એ દેખાડવા માટે સૌ હાવભાવ, ને શકે
ભજવી કોઇ, એને તો. પણ અંતરની વ્યથા
મારી, દેખાવથી પર; આ તો છે માત્ર વસ્ત્ર ને
અલંકારો જ દુઃખના.

રાજા : હૅમ્લેટ ! આ પિતા કાજે શોક તારો પ્રતીતિ તો
કરાવે સ્નેહભીના એ સ્વભાવની. વિચારવું
ઘટે તોયે. પિતાજીએ ખોયા નિજ પિતા અને
તેણે નિજ પિતા વળી. જે રહેનાર પાછળ
વાત્સલ્ય ધર્મ જાણીને સારે મરણ શોકથી
કાળ પર્યંત કાંઇયે. પણ મમત દુઃખનો
એ દુરાગ્રહ નીચનો; શોક નામર્દનો; ન એ
ઇશ્વરાધીન વૃત્તિ છે; મનની નબળાઇ ને
અધીરપણું ચિત્તનું; શિસ્ત વિહીન મૂર્ખ એ

૧ અહીં સામાન્યના જુદા જુદા અર્થ છે. ૨ દેખાડું શબ્દનો હૅમ્લેટ બીજો અર્થ લે છે.

બુદ્ધિ; વળી થયું જે, તે જાણતા કે થશે જ એ;
ક્ષુદ્રમાં ક્ષુદ્ર જેવો એ સર્વ સામાન્ય ભાવ છે.
શા કાજ કરવો આવો શોક આવેશમાં વ્યથા?
પ્રભુનો અપરાધ એ; ગુન્હો મૃત જનો તણો;
ને દોષ પ્રકૃતિ સામે, બુદ્ધિ ને અર્થહીન છે,
પિતૃ મરણ સામાન્ય ગણે વસ્તુ, પુકારતી
જે, મૃત્યુ સમયે વળી આદિ માનવથી ગણી,
આજે મરેલ તેનાં કે 'આમ થાયજ ને થશે'.
વિનંતિ છે તને કે તું પછાડી શોકને, પિતા
તુલ્ય જ અમને ગણે. કેમ કે જગ જાણતું
અમારી પાછળ તું છે આ ગાદીનો ધણી ખરો.
ને જે પ્રેમ પિતાનો છે નિજ પુત્ર વિશે ત્યમ.
અમારો પ્રેમ છે તુંમાં. વીટનબર્ગ[૧] ત્યાં જવા
પાછાં જે અભિલાષ છે તારા ના અમને ગમે.
અમારી પ્રાર્થના છે કે સંકલ્પ ફેરવી અહીં
તું રહે અમ ચક્ષુને સુખ આનંદ આપતો
પ્રધાન દરબારી ને, ભત્રિજો અમ પુત્ર તું.

રાણી : હૅમ્લેટ! તુજ માતની પ્રાર્થના વ્યર્થ જાય ના
વીનવું તું રહે અહીં વીટનબર્ગ ના જતો.

હૅમ્લેટ : માતા! આજ્ઞા તમારી હું કરૂં પ્રયત્ન પાળવા.

રાજા : ઉત્તર યોગ્ય છે આ ને પ્રેમલ. ગણજે વળી
ડેન્માર્કમાં અમારૂં તે તારૂં. રાણી! હવે જશું-
હૅમ્લેટનો જવાબ આ, તત્પર, નમ્ર ને વળી

૧ એ નામની વિદ્યાપીઠ.

અંતર મુજ આનંદે અને એની ખુશાલીમાં
સુરાપાન કરે આજે ડેન્માર્ક પતિ. વાત એ
કહેશે મેઘને તોપો. રાજાના રંગરાગના
સુરો વ્યોમ સુધી પ્હોંચે, વ્યોમયે ગાજશે[૧] અને
જવાબ વાળશે પૃથ્વી ગાજી. ચલો ચલો હવે.

[ નોબત ગગડે છે. હૅમ્લેટ
સિવાય બધા જાય છે.

હૅમ્લેટ : [૨]કઠણ કઠણ કાયા ઓગળી ઓગળીને
રે બિન્દુ ઝાકળ તણું શિદ ના બને આ!
પ્રભુ પરમ પુરાણા! હાય કીધો મનાનો
શેં આપઘાત વિષયે[૩] અતિ ઘોર ધારો!
[૪]પ્રભુ! પ્રભુ! શ્રમાર્તને શુષ્ક બેસ્વાદ શા વળી
નિષ્ફળ વ્યવહાર છે આ દુનિયા તણાં! અરે
ધિક્કાર દુનિયાને એ, વાડી છે ઝાંખરાં તણી
સુકાયલી. સડેલ ને નીચ જે સૃષ્ટિમાં સહુ
ભરેલી તે વડે જ છે. રે! આટલી હદે જશે!
મહિના બે જ વીત્યા આ મૃત થયે! અરે નહીં
બે પણ! શ્રેષ્ઠ શો રાજા! ને સાથે સરખાવતાં
આની દેવ હતા એ તો. આ છે દાનવ! શો હતો
પ્રેમ માતા પરે! સહે, ના, એ લહર વાયુની
જો વાય મુખ જોરથી એના. આકાશ ભૂમિ રે!
શું સંભારૂં હવે? જેની વીંટાતી વેલડી સમી
પોષણ મળતું જેમ, અધિક વધતી ક્ષુધા

૧. એવી માન્યતા છે કે નીચેથી તોપ ફોડે ત્યારે એના પ્રત્યુત્તરમાં એટલે પ્રત્યાઘાત તરીકે વાદળ પણ ગગડે છે. ૨. માલિની–વસંત છંદ. ૩. ખ્રીસ્તી ધર્મમાં આપઘાત કરવો એ પાપ ગણાય છે. ૪. અનુષ્ટુપ.

તેની; અને છતાં ફક્ત મહિનામાં! – વિચાર શો
એ કરવો હવે! – નારી નામ ચંચળતા ખરે!
એકજ મહિનો! હજી જૂની પગરખી ન થૈ
જે પ્હેરી મૃત દેહની પિતાના પાછળે વળી
અશ્રુ અખંડ સારતી ચાલેલી! હાય! એજ એ—
રે! રે! બુદ્ધિ વિનાના એ પશુઓ પણ શોચતાં
આ થકી તો વધુ. મુજ કાકાને પરણી અરે
પિતાના ભ્રાતને જે ના પિતા જેવો જરા, જયમ
ભીમ જેવો નથીજ હું! ફક્ત એકજ માસમાં,
એ જૂઠાં આસુનો ક્ષાર બળતી આંખમાં હજી
ના ધોવાયો હતો ત્યાં તો પરણી! દુષ્ટ ઓ ત્વરા!
શી ચાલાકી વડે અરે બીભત્સ બાથમાંજ તેં
ધકેલી. સાર ના આમાં. દીસે ના શ્રેય એ થકી.

[ આગળ નજર નાખતો.

ને હૈયું ભાંગતાંયતે મારે તો મૌન ધારવું.

[ હોરેશિયો, માર્સેલસ ને બર્નાર્ડો આવે છે.

હોરે : મહારાજ તણો જય.

હૅમ્લેટ : ખુશી કુશળ જોઇને.
હોરેશિયો! ન ભૂલું તો!

હોરે : સેવક એ મહારાજ! છું તાબેદાર સર્વદા.

હૅમ્લેટ : સજ્જન! મિત્ર રે ભલા! બદલું તુજ સાથ એ
સ્થિતિ. હોરેશિયો! કયાં તું વીટનબર્ગથી અહીં?
માર્સેલસ!

માર્સે : મહારાજ!

હૅમ્લેટ : ખુશી તનેય જોઈને. (બર્નાર્ડોને) નમસ્કાર ભલા તને.
વીટનબર્ગથી આવ્યા સૌ શા કાજ અહીં તમે ?

હોરે : રખડુ રવડયાં કરે.

હૅમ્લેટ : ના રહું સાંભળી એ, હું તમ દ્વેષી મુખેય ને
કાનને બળજોરથી મારા ના સંભળાવજો
નિજ વિરૂદ્ધની વાતો. જાણું રખડુ ના તમે.
એલસિનોરમાં શું છે તમારૂં કામ? જાવ તે
પૂર્વે પીતાં[૧] અમે ખૂબ તમને શીખવાડશું.

હોરે : યાત્રા કાજ અમે આવ્યા પિતૃશબ તણી પ્રભુ !

હૅમ્લેટ : ઉપહાસ સહાધ્યાયી વીનવું ના ઘટે જ આ
આવ્યા ખરે તમે સૌ તો માતાના લગ્ન મ્હાલવા.

હોરે : ખરેખર મહારાજ ! ઉપરા ઉપરી થયું.

હૅમ્લેટ : એ તો કસર ત્રેવડ હોરેશિયો ! વધેલ જે
મૃત પકવાન્ન તેમાંથી જમણો થાય લગ્નના –
જોયો એ દિન તે થકી રે બહેતર સ્વર્ગમાં
જોવો એ શત્રુને કદી. હોરેશિયો ! પિતા મુજ
પિતા જાણે નિહાળું છું —

હોરે : કહો કયહાં મહારાજ !

હૅમ્લેટ : હૃદયાભ્યંતરે મારા –

હોરે : એકદા મેં હતા જોયા ઉત્તમોત્તમ એ નૃપ.

૧ નવો રાજા ખૂબ દારૂડીયો છે તેની મશ્કરી હૅમ્લેટ કરે છે.

હૅમ્લેટ : એકંદરે બધું જોતાં રે પુરૂષાવતાર એ.
જગે આ, એમની જોડ, ના જડે ના જડે કદી.

હોરે : કાલ રાતે જ મહારાજ ! મેં જોયા એમને સ્વયં.

હૅમ્લેટ : જોયા ! કોને ?

હોરે : મહારાજ રાજાને આપના પિતા.

હૅમ્લેટ : જોયા પિતા કહો છો શું ?

હોરે : આશ્ચર્યને જરા રોક. એ સુણતાં લગી તમે.
સાંભળો ધ્યાન રાખી, છે સાક્ષી આ સજ્જનો વળી
અદ્દ્ભુત એ બનાવના.

હૅમ્લેટ : કહો કહો રે સત્વર –

હોરે : બે રાત સામટી ચોકી ભરતા સજ્જનો હતા
માર્સેલસ અને બીજા બર્નાર્ડો. મધ્યરાતના
ઘોર અંધારમાં દીઠી એ આકૃતિ પિતા તમ
જેવી સજ્જ પગેથી તે માથાં સુધી. જણાઈતી
પ્રતાપી પગલાં ધીરાં માંડતી પાસથી ગઈ
ત્રણવાર ભયત્રસ્ત વિસ્મિત ચક્ષુની વળી,
દંડો પ્હોંચી શકે એ તો એટલી નજદીકથી.
એ તો બન્યા હતા લોચા ભયથી, મૂક ને અરે
બોલી શકયા જ ના કશું. ગુપ્તમાં જ કરી મને
આ વાત એટલે ત્રીજી રાતના સાથ એમની
ગયો હું પણ ચોકીએ. જે પ્રમાણે કહેલ, એ
સમયે એ જ આકૃતિ સર્વ કથન સત્ય છે

એ જોયું. ભૂત આવે છે ઓળખ્યા મેં પિતા તમ
સરખા જેમ હસ્ત એ.

હૅમ્લેટ : ક્યાં દેખાયું હતું તને ?

હોરે : દીવાલ પાસ ચોકીમાં.

હૅમ્લેટ : તેં પણ વાત ના કરી ?

હોરે : મેં તો કરી મહારાજ !
વાળ્યો ઉત્તર ના એણે તોપણ એકદા મને.
લાગ્યું કે ઉંચકી શિર જાણે એ બોલવા જતું.
મોં ઉઘાડયું પરંતુ ત્યાં થયું પ્રભાત, કૂકડો
પુકાર્યો જોરથી, શબ્દ, સુણી, ત્વરા થકી થયું
અદશ્ય જોત જોતામાં.

હૅમ્લેટ : આ તો વિસ્મયકારક.

હોરે : હું જીવું છું મહારાજ ! એ એટલું જ સત્ય છે
આપને આ જણાવવું ધર્મ માની જણાવતા –

હૅમ્લેટ : બરોબર ! બરોબર ! સજ્જનો ! ના સુઝે કશું –
છે ચોકી રાતના આજે ?

માર્સે :
બર્નાં : અમારી જ મહારાજ !

હૅમ્લેટ : શસ્ત્રસજ્જ કહ્યું તમે ?

માર્સે :
બર્નાં : જી મહારાજ ! સજ્જ એ.

હૅમ્લેટ : નખશિખ ?

માર્સે : જી સંપૂર્ણ.
બર્નાર્ડો : માથાથી પગ લગી એ.

હૅમ્લેટ : ના એ ચ્હેરો તમે જોયો ?

હોરે : હા મહારાજ! ટોપ તો હતો ખુલ્લો.

હૅમ્લેટ : ભવાં ચઢેલ એમના ?

હોરે : ક્રોધના કરતાં ચ્હેરો વિષાદે આવર્યો હતો.

હૅમ્લેટ : વાને પાણ્ડુર કે લાલ ?

હોરે : જી ફીક્કેવાન.

હૅમ્લેટ : નાખી નજર તું પરે.

હોરે : વારંવાર.

હૅમ્લેટ : રે હું ત્યાં હોત જો તો તો.

હોરે : ખૂબ વિસ્મિત થાત.

હૅમ્લેટ : થાત થાત. ગયું વારે ?

હોરે : સામાન્ય ગતિએ ગણે એકસો ત્યાં લગી હતું.

માર્સે :
બર્નાર્ડો : ના વધારે વધારે.

હોરે : ના. જ્યારે મેં જોયું એહને.

હૅમ્લેટ : ને દાઢી શ્વેત કે નહીં ?

હોરે : જોયેલ જીવતાં તેવી રૂપેરી છાંટ ધારતી.

હૅમ્લેટ : આવીશ ચોકીએ રાતે. કદાએ આવશે ફરી.

હોરે : મને વિશ્વાસ છે નકી.

હૅમ્લેટ : આકૃતિ જો હશે ધારી એણે પૂજ્ય પિતા તણી
બોલીશ સાથ એની હું ભલે પાતાળ ફાટતું
આજ્ઞા થાય અને મૌન સેવવા. પ્રાર્થના મુજ
જો દર્શન વિશે કહ્યું ન કોને, રાખજો હજી
ગુપ્ત એ, જે જુઓ રાતે, રાખજો મનમાં, મુખે
નવ એ લાવશો તમે. વાળીશ તમ પ્રેમનો
હું બદલો. નમસ્કાર. વચમાં અગિયારને
બારની મળશું હવે ચોકીએ, આવજો તમે !

બધા : પ્રણામ છે મહારાજ !

હૅમ્લેટ : તમારો પ્રેમ હું માગું મારો તમ વિશે જ્યમ.

[ બધા જાય છે હૅમ્લેટ સિવાય.

શસ્ત્ર સજ્જ પિતાજીનું ભૂત ! દીસે અમંગળ
કાળું કંઈક ભાસે છે. રે આવે રાત સત્વર !
ત્યાં સુધી જીવ ! શાંત થા. દુષ્કર્મો તો થશે છતાં
દૃષ્ટિ સામે મનુષ્યની ઢાંકવા દાટવા એને
ભૂ સમગ્ર મથે છતાં.



## અંક પહેલો
## પ્રવેશ ત્રીજો

[પોલોનિયસના ઘરમાં એક ખંડ.
લાર્ટિસ ને ઓફેલિયા આવે છે.

લાર્ટિ : મૂકાયો નાવમાં મારો સૌ સરંજામ. આવજે!
ને બ્હેન! અનુકૂળ જો વાયુ કો નાવ આવતું
રહેતી સુપ્ત ના, મને સંદેશો મોકલાવજો.

ઓફે : શંકા છે એ વિશે તને?

લાર્ટિ : ને હૅમ્લેટ વિશે, એની તુચ્છ કૃપા વિશે વળી
ગણજે ક્ષણનો તુકકો, રમત એ યુવાનીની
સૃષ્ટિ તણી વસંતનું એ વાયોલેટ પુષ્પ જે,
ત્વરાએ ઉગતું, પણ અલ્પજીવી; પરિમલે
પણ ક્ષણિક. છે એ તો પળનો પમરાટ ને
મઝા; ના વધુ એ થકી.

ઓફે : છે ના વિશેષ એ થકી?

લાર્ટિ : ગણજે ના વિશેષ તું.
આ જીવચંદ્ર ના વધે માત્ર એક દિશા મહીં.
સ્થૂલ ને સ્નાયુમાં; જેમ દેહમંદિર આ વધે
આત્મા ને બુદ્ધિના વધે સાધના ક્ષેત્ર સાથમાં.
પ્રેમ તારા પરે હશે એનો આ ક્ષણ, ના હશે
દોષિત છળથી વૃત્તિ વળી લાંછિત આ ક્ષણે.
ભય ઘટે વિચારવો. જે ઉચ્ચ સ્થાન ભોગવે
એથી ઇચ્છા પરાધીન એની, ને જન્મ કારણે
છે પરવશ. સામાન્ય જન જેમ ન એ નિજ

જીવનને ઘડી શકે. એમની સુરુચિપરે
આધાર રાજ્યના સૌખ્ય સુરક્ષિતપણાં તણો.
શિર જે અંગના વળી એ ઇચ્છા તે તણી અને
સંમતિ, એમની રાખે અંકુશે મરજી વળી.
આવે સમય ને કહે પ્રેમ તારા પરે, તવ
માનજે બુદ્ધિ ને લાગે કે એના શબ્દ શક્ય છે
કાર્યમાં મૂકવા, ને એ ડેન્માર્કની પ્રજા તણો
અવાજ સાથ જો હશે. આબરૂ ભયમાં નથી?
વિચાર, પ્રેમગીતો જો શ્રદ્ધા રાખી સુણે જ તું
ચિત્ત ચોરાય તારૂં ને શિયળ ધન સોંપે તુ
કામનાને અસંયમી એની. તું ચેતજે વળી
એ ભયથી. ખરે ભોળી! ખરે ઓફેલિયા મુજ!
સ્નેહ પાછળ રાખીને તારો દૂર જ તું રહે
ભીતિથી કામ બાણની. સાવધાન કુમારિકા
ભૂલતી જો બતાવતી સૌંદર્ય નિજ, ચંદ્રને.
સદ્ગુણ પણ ના બચે જૂઠાણાં દુષ્ટના થકી.
કૂંળાં છોડ વિશે, કળી જેમની ના હજી ફુટી
સહજ છે સડો તેમ, તુષારાર્દ્ર પ્રભાતને
યુવાના, ભય છે વ્યાધિ વંટોળનો. રહેજે તું
સાવધ. શ્રેષ્ઠ છે ખરી ભય રાખે સલામતી.
યુવાનીયે ઉઠાવતી બંડ તો નિજ સામે, જો
બીજું ના એહને મળે.

ઓફે : પાઠના સારને તારા, રાખું હૃદય રક્ષક
ગણી. પણ ભલા ભ્રાત મારા! બતાવ ના મને
માર્ગ એ સ્વર્ગનો કોઈ અનાડી ઉપદેશકો
બતાવે, જે ચઢાણમાં સખ્ત, કાંટાળ જે વળી

જ્યારે પોતે લહેરથી છેલ છકેલ મસ્ત શો
ખૂંદતો રંગ રાગના ગુલાબી પંથને નિજ
અવગણી સુબોધ એ.

લાર્ટિ : મુજ કાજે ન રાખજે
તું ભય. બહુ રોકાયો. આ પિતા આવતા અહીં

[ પોલોનિયસ આવે છે.

આશીર્વાદ દ્વિધા પામું એ એવડી કૃપા ગણું,
પ્રસાદ કાળનો કે હું ફરી માગું વિદાય આ.

પોલો : લાર્ટિસ ! તું હજી અહીં ? રે જા તું બેસ નાવમાં.
ભરાયો સઢ વાયુએ ખોટી તારી જ છે હવે.
આશીર્વાદ તને ફરી ને થોડા શબ્દ બોધના
હૃદયે રાખજે કોરી. હૈયે ભરેલ જે બધું
હોઠે ના આણતો, ના તો મૂર્ત સ્વરૂપ આપતો
અયોગ્ય કો વિચારને. ભળજે સાથ સૌ પણ
ના સોંઘો બહુ તું થતો; કસેલા મિત્ર જે તારા
હૃદય સાથ બાંધજે સાંકળે લોહની, પણ
ના ધરી હાથ સોબતી દરેકનો નવા નવા
ઘસાવી નાખતો હસ્ત તારો. સંભાળજે વળી
વિવાદ કરતાં પણ શરૂ થયે વિવાદ તો
વર્તાવ રાખ એવો કે શત્રુ તો ડરતો રહે.
સહુને કાન આપજે પણ ના કંઠ સર્વને;
લે અભિપ્રાય સૌનો તું તારો તું પાસ રાખજે.
ઉચ્ચ પોશાક તો ખરો, યથાશક્તિ, પરંતુ એ
ચિત્ર વિચિત્ર ના; અને કીમતી, ચળકાટ, ના.
વર્તાય વસ્ત્રથી નર. ફ્રાન્સના લોક તો વળી

જે ખાસ વર્ગના, રાખે કાળજી આ વિશે ઘણી.
ના દેવું કરતો કોનું, ધીરતો ધન ના વળી;
ધીરેલ ધન તો જાય મૈત્રીને સાથ ખેંચતું,
અને દેવાં થકી બુટ્ટી ધાર ત્રેવડની બને.
પણ સૌથી વિશેષ તો આત્મનિષ્ઠ સદા રહે
જેથી, ઉગે નિશા જેમ દિન આથમતાં, તેમ
ના તું વિશ્વાસઘાતી તો કોઇનોયે બની શકે.
મુજ આશિષ કે શબ્દો આ તું રાખે ભરી હૃદે.

[ મસ્તક પર હાથ મૂકે છે.

લાર્ટિ : વિદાય આપની માગું નમ્ર પણે પિતા મારા !

પોલો : સમય બહુ ના હવે ને જોતા વાટ સેવકો.

લાર્ટિ : આવજે ભગિની ! યાદ રાખજે મેં કહેલ જે.

ઓફે : સ્મરણમાંજ પૂર્યું મેં કુંચી આપું તને વળી.

લાર્ટિ : આવજો. [ જાય છે.

પોલો : ઓફેલિયા ! વળી શું છે ? શું એ તને કહી ગયો ?

ઓફે : કહ્યું કંઈક હૅમ્લેટ મહારાજ વિશે મને.

પોલો : હા ઠીક યાદ દેવાડ્યું. કહેવામાં મને પણ
આવ્યું છે, આજ કાલ તો આપે સમય એમનો,
તું પણ કરતી સાથે છૂટથી વ્યય કાળનો.
ને સાચી વાત જો આ છે મને ખાસ કહેલ જે,
ચેતવણી રૂપે કહું, પુત્રીને શોભતું મુજ

પ્રતિષ્ઠા તુજ જેમાં છે એ વાત સમજે ન તું.
શું છે વચ્ચે તમારી તો ? સત્ય હોય કહે મને.

ઓફે : આજ કાલ ઘણી વાતો કરે એ પ્રેમ દાનની.

પોલો : પ્રેમ ! છી: છી: કરે વાત ભોળી ભટાક જેમ તું
અનુભવ વિનાની આ કાળા સંજોગમાં વળી.
માને છે વાત આવી ને દાન જેને કહે જ તું ?

ઓફે : ના જાણું હું પિતા મારા ! શું મારે તો વિચારવું.

પોલો : વાહ ! હું શીખવીશ એ. તું તો છે બાળકી ખરી
જો માને દાન આવાં ને ખરા સિક્કા. નથી ખરા
સિકકા એ. મૂલ્ય આંકવું ઘટે તારૂં વિશેષ તો.
નહીં તો— બસ વાકય આ હાંફે લંબાણથી અને
તૂટે પ્હેલાં કરૂં પૂરૂં — મને મૂર્ખ ઠરાવશે.

ઓફે : સદ્ભાવથી મહારાજે પ્રેમની વાત તો કરી.

પોલો : સદ્ભાવ તું કહે ? જા ! જા !

ઓફે : પવિત્રમાં પવિત્રના સોગનો લઈ ને વળી -

પોલો : એ તો કપોત કાજે છે જાળ. ને જાણુ છે મને
લોહી ઉકળતું જ્યારે, આત્મા થાય ઉડાઉ ને
કંઠને છૂટથી ધીરે વચનો જળતાં; પણ
પુત્રી ! એ માત્ર આપતાં તેજ ના ઉષ્ણતા ખરી.
કહેતામાં જ દેતામાં બુઝાય, અગ્નિ એ નથી.
કુમારૂં તુજ અસ્તિત્વ મોંઘું તું રાખજે હવે
ને મળતી નહીં માત્ર એ આજ્ઞા મળવા થતાં.

છે મહારાજ હૅમ્લેટ યુવાન એ વિચાર તું,
વિશેષ છૂટ એને તો તુંથી. ટુંકાણમાં કહું
ઓફેલિયા! ન માનતી એ વચનો જ એમના
છે દલાલો સમા જેનો રંગ જુદો બહારના
દેખાવથી, અશુદ્ધ એ પ્રેમના યાચકો વળી,
ને દલાલો સમાં બોલે, શું એ વાણી જ ધર્મની,
માત્ર છેતરવા કાજે. ને આટલું વિશેષમાં
હું કહું વાત સ્પષ્ટ આ, એક પળે હવે પછી
એ મહારાજ હૅમ્લેટ સાથે મેળાપ વાતોમાં
બગાડવી ન તારે તો, રાખજે ધ્યાનમાં મુજ
આજ્ઞા ને સાન રાખજે.

ઓફે : આજ્ઞા પાળીશ આપની.



અંક પહેલો
પ્રવેશ ચોથો

[ કીલ્લાની દીવાલ આગળ. હૅમ્લેટ,
હોરેશિયો ને માર્સેલસ આવે છે.

હૅમ્લેટ : હવા તો ડંખતી જાણે ! ખરે ખૂબ જ ટાઢ છે.

હોરે : જાણે એ હાડ કાપતી ! હવામાં ધાર એટલી.

હૅમ્લેટ : શો સમય થયો હશે ?

હોરે : બારમાં કંઇ બાકી છે.

માર્સે : વાગી પણ ગયા બાર.

હોરે : એમ ? મેં સાંભળ્યા નહીં. સમય આવતો પાસે
જ્યારે દેખાય ભૂત એ.

[ નોબત વાગતાં સંભળાય છે
અને તોપોના અવાજ થાય છે.

હોરે : આ શું હશે મહારાજ ?

હૅમ્લેટ : છે જાગરણ રાજાને આજે, ને માણશે બહુ
મોજ એ રંગરાગમાં. ઊડશે જેમ જામતો
મદિરાના અને નાચ ગાનો યે ચાલશે તેમ
તોપો ને ઢોલ ભેંકારી જયકાર ગજાવશે.

હોરે : આવો રિવાજ છે કે શું ?

હૅમ્લેટ : હા ભાઈ ! છે રિવાજ એ.
મને પરંતુ લાગે છે ને હું તો વતની અહીં

જન્મ્યો વળી રીતો સાથે એ, મહાત્મ્ય રિવાજનું
પાલન કરતાં લોકો ભંગમાં માનતા વધુ.
આવા આ રંગરાગથી અમારો દેશદેશમાં
ફજેતો થાય, માને સૌ અમે દારૂડિયા, વળી
બગાડે નામ, આપીને ભુંડનું ઉપનામ એ.
કર્યાં હોય પરાક્રમો કંઈ મોટાં, મહત્વ તો
ઓછું જ થાય આ થકી. વ્યક્તિ અમુકમાં પણ[૧]
ખોડ કુદરતી કોઈ કારણ, જન્મથી વળી
હોય, જવાબદાર જે માટે ન એ, સ્વજન્મનું
મૂળ પસંદ ના કરી શકે એ કારણે, વધે
પ્રકૃતિ ગુણ કો એવો બુદ્ધિના બંધ તોડતો
કે પછી ટેવ એવી તો પડે, વર્તાવ જે થકી
અસ્વાભાવિક થાય ને, થાય અમાન્ય લોકને.
આવાં મનુષ્ય એક જ ખોડે એ છાપ સૃષ્ટિની
સાથે, ગ્રહો તણા યોગ અનિષ્ટથી, ગુણો હશે
બીજા અનેક, શુદ્ધમાં શુદ્ધ મનુષ્યમાં હશે
અસંખ્ય એટલા, પણ માત્ર આ ખોડથી થશે
દોષિત. એક અંશ જ દોષનો હણશે ગુણો
અનેકને, બનાવશે ને નિંદ્ય જગદૃષ્ટિએ.

[ ભૂત આવે છે.

હોરે : જુઓ આવે મહારાજ !

હૅમ્લેટ : દેવદૂતો કરો રક્ષા !
હશે કો જીવ સારો વા, હશે દુષ્ટ પિશાચ કે,
લાવે સુવાસ સ્વર્ગની, કે તું દુર્ગંધ નર્કની,

૧ આ આખું ભાષણ હૅમ્લેટની મનની સ્થિતિ બતાવે છે. ભૂતને જોવાની અધીરતાને લીધે એ વાક્યો બોલે છે તેમાં ઠીક ગુંચવાડો છે.

હશે સદ્ભાવ તારો, વા દુષ્ટ કે, છે સશરીર તું પૂછીશ એટલે તને. હૅમ્લેટ નામથી તને સંબોધું કે પિતા? રાજા? ડેન્માર્કપતિ? ઉત્તર આપ. ના ફાટવા દે તું અજ્ઞાનથી મને. કહે આ હાડે તુજ, સંસ્કાર સાથ દફન કીધ જે, શેં તોડી શબપેટી, ને ફેંક્યા બહાર કેમ રે ડાચાં આરસના ફાડી ઘોરે, સુતેલ શાન્તિમાં જ્યાં દીઠા'તા અમે, તને? શો આનો અર્થ દેહ આ મૃત, બખ્તરમાં સજજ, ચંદ્ર દર્શન શોધતો આવે આ લોકમાં ફરી, બીહામણી બનાવતો નિશા? પ્રકૃતિ મૂઢ શા અમે હેરાન બુદ્ધિને અગમ્ય શા વિચારોથી. કહે શા કાજ આ બધું? ક્યાંથી? શું હું કરૂં હવે?

[ભૂત હૅમ્લેટને બોલાવે છે.

હોરે : બોલાવે આપને જાણે કહેવા કંઈ માગતું આપને એકલાને જ.

માર્સે : જુઓ શી સભ્યતાથી એ ઈશારો આપને કરે બીજે જવા અહીંથી તો. જશો ના સાથ

હોરે : ના નહીં.

હૅમ્લેટ : બોલતું નવ એ કંઈ. તો તો જઈશ પાછળ

હોરે : ના ના જશો મહારાજ!

હૅમ્લેટ : કેમ શી બીક છે વળી?
જીંદગીની ન હું ગણું કિંમત તૃણ જેટલી

આત્માને મુજ શું કરી શકે અમર જે રહ્યો
એના જેવો જ. બોલાવે મને જઈશ પાછળ.

હોરે : શું ના ખેંચે મહારાજ! આપને જળપૂરમાં
એ, કે ખડકની ટોચે ભયાનક સમુદ્રમાં
જે કૂદેડા સમો ઉભો, ધારે ત્યાં રૂપ ભીષણ
જે થકી ચિત્ત આપનું ગુમાવે સર્વ શક્તિ, ને
બને ભ્રમિત? આપનો વિચારો સ્થળ કેવું એ
ઉભાં ત્યાં જોય ખૂબ જો નીચે ઉંડાણુમાં, અને
સાંભળે ગર્જતો વળી સાગરને, કશા પણ
હેતુ વિના સુઝાડે જે, ખેલ ઘાતક ચિત્તને[1]

હૅમ્લેટ : બોલાવતું હજી મને. આગળ થા આવું છ હું

માર્સે : ના ના જશો મહારાજ!

હૅમ્લેટ : મૂકો છોડો તમે હાથ.

હોરે : કહ્યું માનો જશો નહી.

હૅમ્લેટ : ભાગ્ય બોલાવતું મને.
તંતે તંત શરીરના બન્યાં લોહ સમા. હજી
બોલાવે. સજ્જનો! મુજ છોડો રે હાથ હું લઉં
સોગન પ્રભુના, ભૂત બનાવીશ મને ન જો
જવા દો તો. ખસો ખસો.

[ પરાણે હાથ તરછોડી છૂટો થાય છે.

(ભૂતને) આવું છું ચાલ આગળ.

૧ આપઘાતનો વિચાર સુઝાડે.

હોરે : બની અદમ્ય રે આ તો કલ્પનાયે અધીરતા.

માર્સે : ચાલો પાછળ એમની. આમાં આજ્ઞા ન માનવી.

હોરે : ચાલો પાછળ. આનું શું રે પરિણામ આવશે ?

માર્સે : રાજ્ય ડેન્માર્કમાં ખરે સડેલું ખૂબ ખૂબ છે.

હોરે : ઈશ્વર જે કરે ખરૂં.

માર્સે : ના. ચાલો પૂંઠ એમની.



## અંક પહેલો
## પ્રવેશ પાંચમો

[દીવાલની બીજી બાજુ. ભૂત
અને હૅમ્લેટ આવે છે.

હૅમ્લેટ : ક્યાં લઇ જાય તું ? બોલ. આવું આગળ ના હવે.

ભૂત : સાંભળ.

હૅમ્લેટ : સાંભળું છું હું.

ભૂત : સમય આવતો પાસે
જ્વાલા ગંધકની મહીં ફરી સેકાવવું મારે.

હૅમ્લેટ : બિચારું ભૂત !

ભૂત : ના ખાઇશ દયા મારી. સાંભળ ધ્યાનથી બધી,
કહું જે વાત હું તને.

હૅમ્લેટ : બોલ હું સાંભળુંજ છું. બંધાયો સુણવા તને.

ભૂત : ને વેર વાળવાયે આ પણ પ્રથમ લે સુણી.

હૅમ્લેટ : શું ?

ભૂત : ભૂત હું છું પિતા તણું તારા. સમય અલ્પને
કાજે શિક્ષા મને. ભમું નિશા સમે અને દિન
ઊગતાં અગ્નિમાં મારે બળવું; સૃષ્ટિમાં કીધાં
પાપ ધોવાય ને ખાખ બળીને થાય ત્યાં સુધી.
રજા જો હોય ભેદને કારાવાસ તણાં મુજ
ખોલવાની, કહું એવી કથા જે સુણતાં તુજ

આત્મા ચીરાય; થીજે ને લોહી જુવાન; આંખ બે
આ તારક સમી પડે નીકળી ભ્રષ્ટ થાનથી;
ગુંથેલ ગુચ્છ વાળના થાય છૂટા, દરેક એ
વાળ સીધો રહે ઉભો સિસોળ સાહુડી સમો.
એ પરલોકના ભેદો નથી રે શ્રવણોચિત્ત
આ મર્ત્ય લોકવાસીના. સુણ! રે! સુણ! તું અરે!
તને જો પ્રેમ કદિયે તુજ પિતા વિશે ખરે.

હૅમ્લેટ : ઓ પ્રભુ!

ભૂત : વેર લે ખૂનનું એના. અતિ પાપી અમાનુષી.

હૅમ્લેટ : ખૂન!

ભૂત : હોય ખૂન બધાં પાપી, પાપી છે ખૂન ઉત્તમે
આ તો સાથે અતિ ઘોર વિચિત્ર રે અમાનુષી!

હૅમ્લેટ : જણાવ ઝટ એ વિશે જેથી ઊડું ત્વરા થકી
પાંખો પર વિચારની પ્રેમના, ધ્યાનની વળી
હું એનું વેર વાળવા.

ભૂત : બહુ તત્પર તું ખરે!
જાડી એ બુદ્ધિ માનું હું સાંઠાઓ ઘાસના થકી
જે વૈતરણીને[૧] ઊગે તીરે આ સાંભળી ન જો
અધીર થાય. હૅમ્લેટ! કહેવામાં બધેજ છે

૧ યમલોકમાં જતા પ્હેલાં વૈતરણી નદીમાં દરેક જીવને નાવું પડે છે. ગ્રીક પુરાણમાં છે કે એ નદીમાં નાયાથી આ લોકનું બધું ભૂલી જવાય છે. એના પાણીમાં એવો ગુણ છે. એ પરથી કવિ કહે છે કે એના પર ઊગતું ઘાસ પણ એવુંજ બુઠું સ્મરણશક્તિવિનાનું હશે.

આવ્યું કે બાગમાં સુતો હતો ત્યાં દંશ સર્પ કો
ઝેરીએ દીધ. એ રીતે કરી અસત્ય વાતને
કાન ડેન્માર્કના કીધા ભ્રષ્ટ છે. પણ જાણ તું
યુવાન શ્રેષ્ટ! જે સર્પે ડસ્યો તુજ પિતા અને
જીવ લીધો, ધરે તાજ આજે તે, એ પિતા તણો.

હૅમ્લેટ : શી આર્ષ દષ્ટિ મારી તો! મારા કાકા!

ભૂત : હા એ જ વ્યભિચારીને ભ્રષ્ટ એ પશુ, બુદ્ધિના
નિજ જાદુ વડે, ભેટો આપીને દ્રોહને — અરે
શી દુષ્ટ બુદ્ધિ ને ભેટો, લોભાવી જે શકે — જીતી
પોષવા ભ્રષ્ટ વાસના, મુજ રાણી, સતી તણો
ડોળ જે કરતી, અરે હૅમ્લેટ! વિનિપાત શો!
મુજ એ પાસથી ગઇ, જેનો તો પ્રેમ લગ્નની
પ્રતિજ્ઞાઓ પ્રમાણે જ પ્રતિષ્ઠિત પવિત્ર ને,
દુષ્ટને ત્યાં, ગુણો જેના નિર્માલ્ય સરખાવતાં
મુજ સાથે. ખરે જેમ સદ્‌ગુણ ના ચળે કદી,
વ્યભિચાર ધરે રૂપ દેવનું પ્રેમ યાચવા,
વાસના તેમ, દેવને હશે વરેલ, તૃપ્ત ના
થતી એ દિવ્ય સેજમાં, શોધતી ગંદવાડમાં
તૃપ્તિ એ તો. અરે શાન્ત! આવે સૌરભ વાયુની
પ્રભાતના, પતાવું હું ટુંકમાં. બાગમાં હતો
સુતો ટેવ પ્રમાણે હું બપોરે, સાચવી સમો
એ સુરક્ષિત, કાકા તો આવ્યા ચોર સમા લઇ
કુપ્પી કાતિલ ઝેરની. અને તે કાનમાં મારા
રેડયું. અસર જે તણી એવી રુધિર સાથ તો,
મનુષ્યના શરીરમાં એ ફેલાય રગે રગ

પારા જેવું અને થાય જેમ દૂધ ખટાશથી
દહીં, રુધિર તેમજ એના બળે દહીં સમું
બંધાય છે. થયું મને પણ એમજ. જે થકી
જોતજોતા મહીં ફૂટયા શીળીના જેમ ચાંદલા
ને સુંવાળું શરીર તો બન્યું બાહુકના સમું
ભયાનક; અને હું તો ઉંઘમાં, ભ્રાતના મુજ
હસ્તથી, પ્રાણ પત્નીને મુગટ હીન થૈ ગયો.
પૂર બહારમાં હતો પાપના, ને ન તો મને
આપ્યો સમય ધોવાનો એ પાપ કે નિવારણ
પ્રાયશ્ચિત થકી કરૂં તે પ્હેલાં, પ્રાણ મુજ
લીધા. કરૂં જમે પુણ્ય કંઈ પ્હેલાં પતાવવા
હિસાબ પાપનો, મને મોકલ્યો પરલોકમાં.

હૅમ્લેટ : અરે કેવું ભયંકર! કેટલું રે ભયંકર!

ભૂત : તુંમાં માનવતા હોયે છાંટો સાંખીશ ના જરા.
ડેન્માર્ક રાજ શય્યા, ના વ્યભિચાર વિલાસની
રે બને સેજ, તું જોજે. કંઇયે આ વિશે કરે
તેમાં તું ના કલંકિત કરજે તુજ અંતર.
ઘડજે ના વળી કોઇ માતા વિરૂદ્ધ યોજના.
એને તું સોંપજે ખોળે પ્રભુના, શૂળ જે એના
હૃદયને વિશે ભલે ભોંકાતાં ડંખ મારતાં.
બસ તારૂં ભલું થાજો. જાઉં પ્હો ફાટતી હવે
ઝાંખો પડંત ખદ્યોત પ્રાતઃસ્તવન સૂચવે.
સલામ તુજને! જાઉં રાખજે યાદ હો મને.

[ ભૂત જાય છે.

હૅમ્લેટ : સ્વર્ગના દેવતાઓ સૌ ! પૃથ્વી ! રે કોણ અન્ય તો?
નર્કને પણ સંબોધું ? રે ધિક્ ધિક્ સ્થિર થા મુજ
અંતર ! સ્નાયુઓ ! ના રે ! શિથિલ વૃદ્ધ શાં બનો.
આ ક્ષણે સખ્ત થાઓ ને બનાવો સખ્ત તો મને.
યાદ રાખું તને ! ભૂત બિચારાં ! જ્યાં સુધી હશે
સ્થાન સ્મરણને આ તો ભ્રમિત ગોળમાં.[1] તને
યાદ રાખું ! અરે ભૂંસી નાખું સ્મરણના પટે
મુજ લખેલ એ મીઠી નજીવી સહુ નોંધ ને
ગ્રંથ ગોખ્યાં ઉખાણાઓ, સૌ છાપો ગતકાલની
જે સંગ્રહ્યાં યુવાએ, ને અવલોકન શક્તિ એ
ત્યાં. રહે માત્ર આ તુજ આજ્ઞા મસ્તક પુસ્તકે
મારાં છાપેલ. ના વસ્તુ ભળે અધમ અન્ય કો.
ઓ પ્રભુ !
કમજાત સ્ત્રી !
ને તું દુષ્ટ ! હસે વળી !
રે દુષ્ટ ! નોંધ નોંધી લે યોગ્ય એ નોંધ રાખવી,
'મનુષ્ય કો હસે હસે ને છતાં બદમાશ એ'
[ લખે છે.
કાકાજી ! આ તમારૂં છે. શબ્દો મારા હવે લખું.
'જાઉં. સલામ ! ને યાદ રાખજે તું મને' અને
પ્રતિજ્ઞા પણ મેં લીધી.

હોરે :
માર્સે : (અંદરથી) મહારાજ ! મહારાજ !

માર્સે : રે હૅમ્લેટ ! મહારાજ !

હોરે : પ્રભુ રક્ષા કરે

હૅમ્લેટ : અસ્તુ !

---

૧ મસ્તકમાં.

માર્સે : અરે ક્યાં છો મહારાજ !

હૅમ્લેટ : આમ વત્સ ! અરે અહીં.

[ બન્ને આવી પ્હોંચે છે.

માર્સે : સહુ ઠીક મહારાજ !

હોરે : શું ખબર મહારાજ !

હૅમ્લેટ : હા અદ્દભુત !

હોરે : કહો કહો મહારાજ !

હૅમ્લેટ : ના તમે તો કહી દો રે !

હોરે : પ્રભુ સાક્ષી કહું ના હું.

માર્સે : ના હું પણ મહારાજ !

હૅમ્લેટ : શું કહો છો ? વિચારી કો શકે મનુષ્ય બુદ્ધિ તો ?
પણ આ ગુપ્ત રાખશો ?

હોરે :
માર્સે : પ્રભુ સાક્ષી મહારાજ !

હૅમ્લેટ : ડેન્માર્કમાં ન કો દુષ્ટ જે સાથે બદમાશ ના.

હોરે : આ કહેવા મહારાજ ! ઘોરથી કો ન ભૂતને
જરૂર આવવા તણી.

હૅમ્લેટ : હા ખરે તું કહે ખરૂં.
ગોળ ગોળ ન બોલતાં, હાથ જોડી હવે થવું
છૂટા યોગ્ય મને લાગે. તમારે પંથ તો તમે,

ઇચ્છા ને કાર્ય જ્યાં લઈ જાય તમ. અને મને
કરવી પ્રાર્થના હવે.

હોરે : આ શબ્દ તો મહારાજ! વ્યગ્ર, ભ્રમિત ને વળી.

હૅમ્લેટ : હું દિલગીર છું ખરે દિલથી દિલગીર છું
શબ્દોનો અપરાધ કે તને ખોટું લગાડતા.

હોરે : અપરાધ! મહારાજ! ના કશો અપરાધ છે.

હૅમ્લેટ : સોગન પ્રભુના લઉં અરે છે અપરાધ તો[૧]
હોરેશિયો! ખરો અને મોટો એ બહુ. ભૂત તો
જોયું જે, છે પ્રમાણિક. એટલું તો કહી શકું.
બાકી તો શું થયું વચ્ચે અમારી જાણવા તણી
ઇચ્છાને વશ રાખજો. અને મિત્રો ભલા હવે,
છો મિત્રો, પંડિતો, યોદ્ધા વળી, વિનંતિ નમ્ર આ.

હોરે : મહારાજ! કહો શું છે? કરીશું એ

હૅમ્લેટ : આજ રાતે તમે જોયું કહો ના કોઇને કદી.

હોરે :
માર્સે : મહારાજ! કદી નહી.

હૅમ્લેટ : પ્રતિજ્ઞા લો.

હોરે : સોગન ધર્મના લઉં.

માર્સે : સોગન ધર્મના હું યે.

---

૧ અહીં હૅમ્લેટ ખૂનના અપરાધ વિશે કહે છે.

હૅમ્લેટ : લ્યો સમશેરના મુજ સોગન.

માર્સે : સોગન તો અમે લીધા મહારાજ !

હૅમ્લેટ : આ સમશેરના મારી. આ સમશેરના સમ.

ભૂત : (નીચેથી) સોગન.

હૅમ્લેટ : ઓહો વત્સ ! કહે તુંયે ? હજીયે ત્યાં જ છે ભલા
બોલો આ સાંભળ્યું આને ભોંયરા માહ્ય. સોગન.

હોરે : બોલો શબ્દો પ્રતિજ્ઞાના મહારાજ !

હૅમ્લેટ : જે જોયું ના કહેવું એ, સોગન સમશેરના –

ભૂત : (નીચેથી) સોગન.

હૅમ્લેટ : સર્વવ્યાપી ? જશું બીજે બદલી સ્થળ સજ્જનો !
આ બાજુ. હસ્ત રાખો આ તમારા, સમશેરની
પરે, અને કહો જોયું જે કહેવું ન કોઈને
સોગન સમશેરના.

ભૂત : (નીચેથી) સોગન.

હૅમ્લેટ : શાબાસ રે છછુંદરા ! ઝટકોરી જમીનને
જબરો ઈજનેર તું ! રે મિત્રો ! બદલો જગા.

હોરે : રે દિનરાત ! અદ્દ્ભુત ! આવું જાણેલ ના કદી.

હૅમ્લેટ : ને અજાણ્યાં તરીકે તો આને સત્કારવું ઘટે.
હોરેશિયો ! ઘણુંયે છે સ્વર્ગ પૃથ્વી વિશે ભર્યું,
ના તત્ત્વજ્ઞાનને તારા સ્વપ્નમાંયે હશે. જુઓ

એક વાત કહું છું હું. લાગે વિચિત્ર જો હવે
વર્તાવ મુજ, દેખાય કે વિચક્ષણતા કશી
સ્વભાવને વિશે મારા, તે વેળા જોઇને મને
હાથના કોઈ ચાળાથી કે મસ્તક ધુણાવીને
વા, વાચક સશંકથી જેવાં કે, 'જાણતા અમે'
કે 'ધારીએ કહી અમે શકીએ' એમ ગર્ભિત
બોલીને ના જણાવશો કે જાણો છો તમે કશું
મારે વિશે. ન આમ તમે કરશો એમ સોગન
લ્યો જોઉં મુજ બંધુઓ !

ભૂત : (નીચેથી) સોગન.

હૅમ્લેટ : શાન્ત વ્યથિત જીવ તું [સોગન લે છે.
સજ્જનો પ્રેમ સાથ હું
છું તમારો. ગરીબ આ હૅમ્લેટ, મિત્રતા અને
પ્રેમ તો જેટલાં આપી શકે તત્પર આપવા.
હવે ચાલો જશું સાથે. અંગુલી તો કૃપા કરી
રાખજો હોઠની પરે દાબી. સમય તો થયો
વાંકો, દ્વેષી વિધાતા ! ધિક્ ! જન્માવ્યો એ સુધારવા.
હશે હશે હવે ચાલો.



## અંક બીજો
## પ્રવેશ પહેલો

[પોલોનિયસના ઘરમાં એક ખંડ.
પોલોનિયસ ને રેનાલ્ડો આવે છે.

પોલો : રેનાલ્ડો! આપજે દ્રવ્ય આ તો ને સાથ હૂંડી આ

રેના : હું આપીશ મહારાજ!

પોલો : રેનાલ્ડો! દાખવીશ એ તું ડહાપણ જો મળે
પૂર્વે વર્તનની એના કાઢે તું યોગ્ય ભાળ તો.

રેના : વિચાર્યું'તું મહારાજ!

પોલો : ઠીક તેં ઠીક કહ્યું તેં. શું પૅરીસ[1] વિશે કરે
ડેનો, એ પૂછજે પ્હેલાં. શી રીતે, કેમ એ રહે,
કોની સોબતમાં, ખર્ચ શું કરે, પ્રશ્ન રીત એ
તું આડા અવળા પૂછ, મુજ પુત્ર વિશે પછી.
આપી ઓળખ દૂરની, 'પિતાને ઓળખું' વળી
'એના તો મિત્રને' 'જરા એને પણ' કહી અને–
રેનાલ્ડો! ધ્યાનમાં આવ્યું?

રેના : અન્નદાતા! બરોબર.

પોલો : કહેજે તું 'જરા એને ઓળખું બહુ તો નહી;
હું કહું એ જ જો હોય, એ તો ઉડાઉ, આદતો
બૂરી', એના પરે તારે જે જૂઠાણું તને ગમે
લાદજે પણ ના એવું હીણું, કલંક જે થકી

1 ફ્રાન્સની રાજધાની.

લાગે. તું રાખ લક્ષમાં. દર્શાવ ભૂલ જે બધી
સ્વચ્છંદ અવિચારની જાણીતા સિદ્ધ મિત્ર જે
સ્વાતંત્ર્ય ને જુવાનીના.

રેના : અન્નદાતા ! જુગારને ?

પોલો : હા. અથવા નશાબાજી કે સમશેરદાવને
ગાલિપ્રદાન કે ટંટો, વેશ્યાગમન; આટલે
લગી તો તું કહી શકે.

રેના : મહારાજ ! કલંકિત આથી તો એ થશે નક્કી.

પોલો : ના નહી, દોષનો સાથે જો કરશે બચાવ તું.
આથી વિશેષ જુઠાણું ના કહેતો; કહે ન તું
એ પૂરો વ્યભિચારમાં. એ મુજ અર્થ છે નહી
કહેવાનો. પરંતુ શી ચતુરાઈ થકી કથે,
દોષો એ, લાગતા જેથી રંગો સ્વાતંત્ર્યના વળી
ચંચળ ચિત્તનો જુસ્સો ને ચમકાર. લોહીનું
એ નિરંકુશ કારણે છટકેલપણું; દોષો
સૌ સામાન્ય યુવા તણા –

રેના : પણ ભલા મહારાજ ! –

પોલો : શા કાજે આ બધું કહે ?

રેના : હા મહારાજ ! જાણવા ઇચ્છતો એ.

પોલો : ભલા કહું
હેતુ મારો અને સારી જાણું છે યુક્તિ. જૂઠની
ઉરાડે છાંટ પુત્રના પરે મારા, અને વધે

દોષ એમ કહેતામાં, ધ્યાનમાં રાખ તું, કરે
વાત જે સાથ ને જેના વિચાર જાણવા મથે,
જોયો હશે યુવાનને દોષિત તું કહે, કદી
ગુન્હામાં ઉપરે કહ્યા, રાખ વિશ્વાસ, સંમત
એ થશે તુજ સાથ તો. 'મહેરબાન' કે પછી
'મિત્ર' 'સજ્જન' જે રીતે બોલાય લોકમાં અને
દેશમાં ત્યાં —

રેના : મહારાજ !

પોલો : પછી ભલા કરે એ – કરે – હું શું કહેતો હતો ?[૧]
ખરેજ હું કંઈ કહેવાનો હતો – ક્યાં લગી હું આવ્યો ?

રેના : 'સંમત એ થશે' લગી 'મિત્ર સજ્જન' કે વળી–

પોલો : 'સંમત એ થશે' લગી હા બરોબર હા ખરે.
સંમત એ થશે સાથે, 'ઓળખું ભાઇને' કહી,
'જોયા કાલે હતા, પેલે દિવસે કે દિને ગત,
તે દિને સાથ એની કે સાથ આની કહો તમે
જેમ, જુગાર ખેલાતો ત્યાં, નશામસ્ત એ હતા;
લડયા ટેનીસ ખેલતાં કે પછી પેસતા દીઠા
એને વેશ્યાગૃહે' અને એ પ્રમાણે વિશેષ તો.
તું જોશે જાળમાં તુજ અસત્યની તણાઇને
આવશે મત્સ્ય સત્યનું. એ પ્રમાણે ડહાપણ
દીર્ઘ દૃષ્ટિ વડે અમે, આડીને અવળી રીતે
એ સીધી વાત શોધીએં. ઉક્ત ભાષણથી અને

૧ પોલોનિયસ એટલો ગુંચવઈ જાય છે કે પદ્યમાંથી ગદ્યમાં આવી જાય છે.

ઉપદેશ વડે મારા સજ્જ તું પણ શોધજે.
સમજ્યો અર્થ આ મુજ કે'વા તણો ખરૂં કની ?

રેના : હા સમજ્યો મહારાજ !

પોલો : પ્રભુ તારી રક્ષા કરે.
આવજે !

રેના : જી મહારાજ !

પોલો : ને એની વૃત્તિ તું સ્વયં શી છે તે અવલોકજે.

રેના : જોઉં જાતે મહારાજ !

પોલો : ને ભલે એ રમે બાજી એની.

રેના : સારૂ મહારાજ !

પોલો : આવજે ! [ રેનાલ્ડો જાય છે. ઓફેલિયા આવે છે.
અરે આ શું થયું તને ઓફેલિયા ! કહે કહે.

ઓફે : ઓ પિતાજી ! અરે પિતા ! બીધી છું હું ખરે બહુ.

પોલો : શેનાથી ? પ્રભુ હાજર જાણી શેના થકી કહે.

ઓફે : રે પિતાજી ! હતી હું તો સીવતી મુજ ખંડમાં
ત્યાં, હૅમ્લેટ મહારાજ ખુલ્લો તો ડગલો અને
ઉઘાડે મસ્તકે આવ્યા, મોજાં મેલાં અને નીચે
છેક ઘુંટી સુધી લાગે શૃંખલા જેમ; રંગ તો
પૂણી જેવો સફેદ ને શ્વેત ખમીસ શો હતો.
મ્હોંનો ભાવ દયાપાત્ર એવો કે નર્ક લોકથી
જાણે છૂટયા કહેવાને વાતો ત્યાંની ભયંકર.

પોલો : ઘેલા એ તુજ પ્રેમમાં?

ઓફે : મહારાજ! ન જાણું એ, ભય તોયે ખરે મને

પોલો : કહ્યું એણે કશું તને?

ઓફે : લઈને મુજ આ કાંડુ જોરથી પકડી અને ઉભીને એક હાથ તો દૂર, હસ્ત કપોળની પરે બીજો વળી આમ, ચ્હેરાનું મુજ ચિંતન માંડયું ખૂબ જ, જાણે કે દોરવા ચિત્ર ઇચ્છતા. રહ્યા એમ ઘણી વાર આખરે હાથને જરા હલાવ્યો મુજ, ને શિર ધુણાવ્યું ત્રણ વાર તો નીચે ઉપર, નિશ્વાસ તો એવો દીર્ઘ દુ:ખનો મૂકયો વિદારતો જાણે અંતર, જે કરે નષ્ટ પ્રાણને. ને પછી મને દીધી જવા. ગયા વળી શિર પાછળ ફેરવી બહાર. ચક્ષુની જાણે જરૂર માર્ગ જોવા ના, તેજ, છેવટ સુધી એ ચક્ષુનું ફેંકતા રહ્યા મુજ પરે જતાં સુધી.

પોલો : થા સાથે. શોધવા જશું મહારાજ ક્ષણે જ આ. પ્રેમની જ પરાકાષ્ટા, આમાંથી ઉદ્દભવે ગુણ હિંસાનો પ્રેમને નષ્ટ જે કરે. પ્રેરતો વળી ઇચ્છાને કરવા કાર્ય ભય ભરેલ, રાગ કો અન્ય આ લોકના સમો. થાય વિકૃત જે થકી સ્વભાવ તો. ખરે દુ:ખી હું તો. વચન સખ્ત તેં કહ્યાં'તાં હમણાં એને?

ઓફે : ના મહારાજ! આજ્ઞા જે પ્રમાણે આપની ન મેં દીધા'તા પાસ આવવા, સ્વીકાર્યા પત્રયે ન મેં

પોલો : ચિત્તભ્રમ થયો એથી.
અરે દુઃખિત હું તો કે આપ્યું ધ્યાન વિશેષ ના,
ઓળખ્યા બુદ્ધિ એ ન તો: મને સંદેહ કે રમે
તુજ હૃદય સાથ એ પાડવા આખરે તને.
ધિક્ એ સંદેહ! ઓ પ્રભુ! સ્વાભાવિક હશે અમ
વૃદ્ધો માટે થવું દોઢ ડાહ્યા, સામાન્ય જેમ છે
યુવા માટે ડહાપણ તણો અભાવ પૂર્ણ તો.
ચાલ રાજા કને દૈયે જણાવી આ. જણાવતાં
પડે રોષ સહેવો તે, ઓછો જે આ છુપાવતાં.



## અંક બીજો
## પ્રવેશ બીજો

[નોબત વાગે છે. રાજા, રાણી, રોઝનક્રાંટ્ઝ, ગીલ્ડનસ્ટર્ન નોકરો આવે છે.

રાજા : ભલે આવ્યા તમે બન્યો. ગીલ્ડનસ્ટર્ન ને વ
રોઝનક્રાંટ્ઝ! ને અમે હતા આતુર તો ખ
તમને મળવા; અને લાગી જરૂર તે થઈ
બોલાવ્યા તમને અહીં. સાંભળ્યું તો હશે ત
હૅમ્લેટના વિકારને વિશે; અંદરથી ન
બહારથી પહેલાંનો એ. શાથી આમ તો થ
પિતાના મૃત્યુ કારણે કે બીજું કંઇ જે થ
નિજને સમજે ના, ના સ્વપ્નમાં અમને સુઝે
છે વિનંતિ અમારી કે છો નાનપણથી ત
ઉછર્યા સાથ ને વળી છો પડોશી યુવા તણ
એની, ને રીતભાતના. દરબારે રહો અ
કંઇક કાળ માટે તો; રાખી સંગાથમાં અ
નાખો આનંદમાં એને, શોધો કારણ દુઃખ
એના, અજાણ જેથી તો અમે અને નિવાર
જેનું જાણે થઇ શકે.

રાણી : ભલા સજ્જન! એ કરે વાતો તમ વિશે બ
ના એને પ્રેમ અન્ય બે યુવાનોને વિશે હ
રાખતો તમમાં જે એ. ઇચ્છા જો હોય કંઇ
દેખાડવા વિવેકને કૃપા અમ પરે, ર
થોડો કાળ અહીં પૂર્ણ કરવાને મનોર
અમારા. ઉપકારમાં તમ આગમ માટે
રાજ સ્મરણને છાજે એવું તો આપશું અ

રોઝન : રાજવી ! આપ સત્તાથી જે છે અમ શિરે, શકો
આજ્ઞા વડે કરાવી એ, ના જરૂર વિનંતિની.

ગીલ્ડ : ચઢાવીએં શિરે આજ્ઞા.
ને તહેનાતમાં રહી અમે હાજર સર્વદા
ધરીએ ચરણે સેવા આજ્ઞાને કાજ આપની.

રાજા : રોઝનક્રાંટ્ઝ ! આભાર. ગીલ્ડનસ્ટર્ન ! ને તુજ.

રાણી : ગીલ્ડનસ્ટર્ન ! આભાર. રોઝનક્રાંટ્ઝ ! ને તુજ
ને આજીજી ક્ષણે જ આ એ પુત્રને તમે મળો
જે ઓળખાય ના આજે. (નોકરને) જાઓ કોઈ અને લઇ
જાઓ હૅમ્લેટ પાસ તો આ સભ્યોને ક્ષણે જ આ.

ગીલ્ડ : અમારી હાજરી અને પ્રયત્નો પ્રભુતો કરે
નિવડે ફળદાયી ને સુખી ખરે.

રાણી : તથાસ્તુ રે !

[ રોઝન. ગીલ્ડન. અને થોડા નોકરો
જાય છે. પોલોનિયસ આવે છે.

પોલો : નોર્વેથી એલચીઓ રે મહારાજ ! ફતેહનો
લાવ્યા સંદેશ તો શુભ.

રાજા : જાણું હજી પિતા ખરો તું શુભ વર્તમાનનો.

પોલો : હજીયે છું મહારાજ ! રાજાને મુજ, ખાતરી
હું આપું ધર્મને ગણું વ્હાલો આત્મા સમો, પ્રભુ
પ્રત્યે એ હો, મહારાજ કૃપાળુ પ્રતિ કે, સદા.
ધારૂં હું તો, પછી બુદ્ધિ આ મારી, પૂર્વ જેમ, ના

પાડતી પકડી એના મુદ્દાને, કે મળ્યું મને
મૂળ કારણ હૅમ્લેટ તણાં વિકારનું ખરૂં.

**રાજા :** અરે તું બોલ છે શું એ. જાણવા ઝંખતા અમે.

**પોલો :** પ્રથમ એલચીઓને મળો. ખબર તો મુજ
છે ફળ, જે ઘટે ખાવું અંતે એ મીજબાનીના.

**રાજા :** સન્માન સાથ અંદર તો તુંજ લાવ એમને.

[ પોલો. જાય છે.

રે ગર્ટ્રુડ પ્રિયે ! એ તો કહે છે મુખ્ય મૂળ છે
એને જડયું, વિકારનું સર્વ એ તુજ પુત્રના.

**રાણી :** સંદેહ છે મને કે એ મુખ્ય કારણ એક છે
મૃત્યુ એના પિતા તણું સત્વર લગ્ન આપણાં.

**રાજા :** ઠીક; ઉથલ પાથલ પૂછીશું ખૂબ જાણવા.

[ પોલો. વોલ્ટીમન્ડ ને
કોર્નેલિયસ આવે છે.

મિત્રો ! સ્વાગત. રે કહે તું વોલ્ટીમન્ડ ભ્રાતના
નોર્વેના વર્તમાન શા.

**વોલ્ટી :** એમણેય શુભેચ્છાઓ સામે છે મોકલી અને
જય વાંછયો. વિનંતિ જે પ્રથમ, અટકાવવા
એ ભત્રીજા તણી સૈન્ય ભરતી, દૂત પાઠવ્યા.
પોલ સામે પ્રવૃત્તિ, એ ખ્યાલ હતો. તપાસતાં
જણાયું કે મહારાજ સામે હતી. પછી થયા
દુઃખી કે લાભ લીધો'તો વ્યાધિ નિર્બળતા અને

વૃદ્ધાવસ્થા તણો એણે. હાજર કરવા વળી
ફોર્ટિનબ્રાસને દૂતો દોડાવ્યા. ટૂંકમાં કહું
માન્યું: આવ્યો; પછી મળ્યો નોર્વેનો ઠપકો. સમ
ખાધા અંતે સમક્ષ તો કાકાની કે ન આપની
મહારાજ તણી સામે શસ્ત્ર ઉઠાવવાં. પછી
નોર્વેએ તો ખુશાલીમાં આપ્યું ત્રણ હજારનું
વર્ષાસન અને રજા, સેના વાપરવા નવી
ઉભી કરેલ જે, સામે પોલની; ને વિનંતિ આ
સાથે લખેલ પત્રમાં (કાગળ આપે છે.)
રાજમાં થઈને જવા
આપના પરવાનગી, સાહસ કાજ એ, હશે
યોગ્ય જે શરતો સહ.

**રાજા :** સંતોષ અમને થયો.
વાંચશું એ યથા સમે, વિચારશું જવાબ શો
આપવો આ સંબંધમાં. સફળ શ્રમ કાજ આ
માનીએં ઉપકાર તો. વિશ્રાન્તિ લ્યો તમે અને
ભોજન રાતના લેશું સાથે; સ્વાગત ખૂબ જ
આગમનં ભલું ગૃહે.
[ વોલ્ટી. અને કોર્ને. જાય છે.

**પોલો :** કાર્ય તો પાર આ પડ્યું સાફલ્યથી. અને હવે
મહારાજ ! મહારાણી ! શો રાજધર્મ, ધર્મ શું,
શા માટે દિન છે દિન, રાત, રાત વળી અને
કાળ, કાળ, વિશે ચર્ચા એ તો દિવસ, રાત ને
કાળ બગાડવા જેવું. જો મિતાક્ષરમાં જ છે
આત્મા તો મર્મનો અને અતિ વિસ્તાર, અંગને
ભપકો બાહ્યનો, થાઉં મિત. મહાનુભાવ જો

પુત્ર છે આપનો ગાંડો. ગાંડો છે હું કહું ખરે.
વ્યાખ્યા તો આપવી ખરા ગાંડપણ તણી અરે
એ ગાંડપણ છે ખરૂં. જવા દો પણ વાત એ.

રાણી : વધારે તત્વ ને ઓછી ચતુરાઇ કૃપા કરી.

પોલો : રાણીજી! મુજ સોગન ચતુરાઇ ન જાણતો.
એ ગાંડા છે ખરૂં અને ખરૂં માટે ખરે જ છે
અફસોસ! અને ખરે અફસોસ ખરૂં વળી.
આ અલંકાર મૂર્ખ, દો રજા. છે ચતુરાઇ ના
આ. ગાંડો છે થયું નકી. રહ્યું એ શોધવું હવે
મૂળ અસરનું એની, અરે કસરનું ખરે.
આ તો અસરને હશે, કસર જે, કશું પણ
મૂળ. વાત રહી આમ રહેલી વાત આમ છે,
શોચો હવે.
પુત્રી તો એક છે મને–છે, એ તો જ્યાં લગી મુજ.
જેણે કર્તવ્ય જાણીને, વળી આજ્ઞાંકિતા, જુઓ
આ આપ્યું છે મને એણે. વાંચો અને વિચારજો.
[ વાંચે છે.

"દિવ્ય આત્માની પ્રતિમા સમી, સૌંદર્ય સજ્જિતા
ઓફેલિયાને!"
કઢંગુ વાકય રે બૂરૂં વાકય 'સૌંદર્ય સજ્જિતા.'
પણ આગળ સાંભળો.
"એના ઉત્તમ ધવલોજ્વલ વક્ષઃસ્થળે"

રાણી : શું હેમ્લેટે લખેલ છે?

પોલો : રાણીજી ધૈર્ય તો જરા. હું લખ્યું જેમ વાંચતો.

'શંકા ભલે તારક તેજ ના છે
શંકા ભલે એ સ્થિર સૂર્ય ના છે
શંકા ભલે સત્ય વદે ન સાચું
શંકા ન લાવે મુજ પ્રેમમાં તું.[1]

પ્રિય ઓફેલિયા! ના આવડે કવિતા કરતાં મને. ના મુજ હાય ગણવા કળા પાસે; પણ હું તને ખૂબ ચાહું છું અરે ખૂબ જ ચાહું છું. વિશ્વાસ રાખજે. આવજે.

હંમેશ પ્રિય લલને! જ્યાં સુધી આ ખોળ છે એની
હૅમ્લેટ.

આજ્ઞા પ્રમાણ પુત્રીએ આ બતાવ્યું મને અને આથી વિશેષ, યાચના એની તો સ્થળ ને વળી સમય, રીત જે વળી કરેલ, સર્વ તે મુજ કીધું શ્રવણ ને વિશે.

રાજા : ઓફેલિયા વિચારતી શું એના પ્રેમને વિશે ?

પોલો : શું ધારો મુજ માટે તો ?

રાજા : છો નિમકહલાલ ને વળી સજ્જન તો ખરો.

પોલો : કરૂં સાબીત હું એ તો. અરે શું પણ ધારતે આપ, મુજ વિશે, જોયા પછી આ ઉગ્ર પ્રેમને પાંખભર થતાં જોયો, મુજ પુત્રી કહે મને તે પૂર્વે, ધારતે આપ શું રાણીજી વળી, હતે રહ્યો હું મૂક કો, મેજ કે પુસ્તક સમો? કીધા

1 ઉપજાતિ છંદ.

અખાડા હોત આ મુજ હૃદયે, દૃષ્ટિ કે પછી
ઉદાસીન હતે રાખી એના પ્રેમ પરે? અરે
શું વિચારત આપ? ના, મુજ કર્તવ્ય જે, કીધું.
મેં કહ્યું આમ પુત્રીને મારી, 'હૅમ્લેટ તો અરે
રાજકુમાર, દૂર છે એ તારા સ્થાનથી, નવ
થાય આ', સૂચના કરી રહેવા કાજ દૂર તો
એનાથી. દૂતને મળે ના કે, સ્વીકાર ના કરે
ભેટ વળી પ્રસાદી કો. મૂકયો આચારમાં મુજ
આ ઉપદેશ એણે તો ને તિરસ્કૃત એ થતાં
કહેવાનું રહે થોડું. ગરકયા ગમ ગર્તમાં.
ઉપવાસ પછી માડયા, ત્યાગી નિદ્રા અને થયા
એથી નિર્બળ, એમાંથી તો બુદ્ધિશૂન્ય; રીત એ
નીચે ગબડતા ક્રમે થયા ગાંડા, બકે ગમે
તેવું, દુ:ખિત જે થકી સહુ થયા છ આપણે.

**રાજા** ; શું ધારે આ હશે ખરું?

**રાણી** : નથી અશકય વાત એ.

**પોલો** : એવો સમય છે યાદ, જ્યારે કહેલ આમજ
હશે ને અન્યથા હતું?

**રાજા** : સ્મૃતિમાં તો નથી ખરે.

**પોલો** : (પોતાનું માથું અને ખભો બતાવી)
લઇ લ્યો આ પરેથી તો આને જો હોય અન્યથા.
મળે પ્રસંગ એવો તો હું બતાવીશ, સત્યને
આપું શોધીજ સંતાયું હશે જ્યાં એ, ભલે પછી
તો મધ્ય ભાગમાં ભૂના, હશે છુપાયલું છતાં.

રાજા : શી રીતે ખાતરી થાય એ સત્યની વિશેષ તો?

પોલો : જાણો આપ ઘણી વાર કલાકોના કલાક એ
આ પરસાળમાં ફરે.

રાણી : હા એ ખરેજ ચાલતો.

પોલો : પુત્રીને મુજ તે સમે મોકલું એ તણી પાસે;
પડદા પાછળે રહી આપણે જોવું થાય શું.
ના પ્રેમમાં હશે એ કે ચિત્તભ્રમ ન હોય જો
એ કાજે, રાજમંત્રી તો ના રે'વું મુજને ઘટે.
બનું ખેડૂત ને રાખું ગાડાં બળદ હું નકી.

રાજા : પ્રયોગ એ કરી જોશું.

રાણી : જુઓ એ જ બિચારો તો આવે છે વાંચતો અહીં.

પોલો : જાઓ ત્યાંથી તમે. હુંજ ભેટો લઇશ એમનો.

[ રાજા, રાણી નોકરો જાય છે
હૅમ્લેટ વાંચતો આવે છે.

ઓ હૅમ્લેટ મહારાજ! શા સમાચાર આપના.

હૅમ્લેટ : પ્રભુની કૃપાથી સારા.

પોલો : ઓળખો છો મહારાજ?

હૅમ્લેટ : રે સારી રીતે. ધીવર તું પકડનાર મત્સ્યનો.[1]

---

૧ અહીં હૅમ્લેટના કહેવાનો અર્થ એ થાય છે કે ધીવર માછલાં પકડે તેમ પોલોનિયસ એનો ભેદ પકડવા આવ્યો છે. માટે એને મત્સ્ય પકડનાર કહ્યો. અંગ્રેજીમાં fishing શબ્દ એમ બે રીતે વપરાય છે.

પોલો : એ તો નહી મહારાજ !

હૅમ્લેટ : અરે ઇચ્છું તો પ્રમાણિક એના જેવો હોય તું.

પોલો : પ્રમાણિક મહારાજ !

હૅમ્લેટ : હા સાહેબ ! પ્રમાણિક જમાને આજના થવું
દસ હજારમાં એક થવા જેવું ખરેખર ગણું.

પોલો : સત્ય સત્ય મહારાજ !

હૅમ્લેટ : સૂર્ય તો મૃત શ્વાનમાં જંતુઓ પેદા કરે; શબે
હોય જો, સ્પર્શવા જેવું.– તને પુત્રી એક છે ખરૂં?

પોલો : હા મહારાજ ! છે મને.

હૅમ્લેટ : જો જે ના ચાલતી એ સૂર્યના તાપમાં. ગર્ભાધાન
એ આશિષ છે પણ જો તારી પુત્રી ધરે – અરે
મિત્ર તું સંભાળજે !

પોલો : શો આનો અર્થ (સ્વગત) પુત્રીનું રટણે હજી !
ના વળી મને ઓળખ્યો શરૂઆતમા. મને ધીવર કહ્યો.
ખૂબ જ ગાંડા થયા છે ખૂબ જ. યુવા વિશે મેં યે
પ્રેમ દુઃખ સહ્યાં હતાં ને લગભગ આમ જ. એમને
ફરી બોલાવું. (મોટેથી) મહારાજ ! શું વાંચો છો ?

હૅમ્લેટ : શબ્દ જ શબ્દ ને શબ્દ.

પોલો : હા મહારાજ ! પણ શી બાબત ?

હૅમ્લેટ : કોની વચ્ચે ?

પોલો : હું તો પૂછું છું મહારાજ ! શી બાબત છે પુસ્તકે.

હૅમ્લેટ : મહેરબાન ! એ તો છે નિન્દા. લુચ્ચો આ કટાક્ષ લેખક તો કહે છે કે વૃદ્ધોને છે દાઢી વાદળ રંગની વળી; મુખ કરચ્ચીયાળું છે; અને આંખમાંથી દ્રવે પીળો ગુંદરશો કો ચીકણો પદાર્થ; બહુ ખામી છે બુદ્ધિની અને ગાત્ર છે ઢીલાં. આ બધુંયે હું તો ખૂબ જ માનતો, છતાં ના લાગે યોગ્ય એ લખવું આવું. સાહેબ ! તમે તો મારા જેટલા થશો જો કર્કની ગતિ પાછળ હઠી શકો તો.

પોલો : (સ્વગત) આ જો ગાંડપણ એમાં પદ્ધતિ છે ખરે. (મોટેથી) મહારાજ ! હવામાં ના ઉભા રહો. ખસો.

હૅમ્લેટ : કયાં ખસું ઘોરમાં મારી ?

પોલો : ખરે જ ત્યાં હવા નથી. (સ્વગત) કેવા ગર્ભિત ઉત્તરો. ગાંડપણ જ દાખવે એ સહજ સચોટતા. જે બુદ્ધિ કે ડહાપણ પ્રયત્નથીયે ના બતાવી શકે. હું જાઉં અને પુત્રીને એ અચાનક મળે એવી યોજના કરૂં. (મોટેથી) મહાનુભાવ ! આપની રજા લઈશ, હું હવે.

હૅમ્લેટ : તમે સાહેબ ! એ મુજ પાસથી ના લઈ શકો જે હું ના આપું હર્ષથી સિવાય જીંદગી મુજ; સિવાય જીંદગી મુજ; સિવાય જીંદગી મુજ.

પોલો : મહારાજ ! પ્રણામ છે.

હૅમ્લેટ : કેવા ટકટકાળા મૂર્ખ વૃદ્ધો !

[ રોઝનક્રાંટ્ઝ ને ગીલ્ડનસ્ટર્ન આવે છે.

પોલો : તમે મહારાજ હૅમ્લેટને શોધો? પણે ઉભા.

રોઝન : ભલું થજો તમારૂં. [પોલો જાય છે.

ગીલ્ડ : મારા પૂજ્ય મહારાજ !

રોઝન : મારા પ્રિય મહારાજ !

હૅમ્લેટ : મિત્રવર્યો ! અહો તમે ! ગીલ્ડનસ્ટર્ન તું ! અને
રોઝનક્રાંટ્ઝ ! તુંયે ? રે તમે બન્યો કેમ છો ?

રોઝન : પૃથ્વીના બાળ સામાન્ય જેમ, છીએં અમે પણ.

ગીલ્ડ : સુખી તો એ થકી કે ના સુખનો અતિરેક છે,
ના ચાંદલો અમે છીએં લક્ષ્મીના ના તો લલાટમાં.

હૅમ્લેટ : કે ના છો તળિયું એની પગરખી તાણું વળી ?

ગીલ્ડ : ના એ પણ મહારાજ !

હૅમ્લેટ : છો કમર સુધી ત્યારે વા મધ્ય ભાગમાં કૃપાતણાં ?

ગીલ્ડ : અંગત દાસ છીએં એના.

હૅમ્લેટ : અંગત ભાગમાં એના ? ખરેજ ચપલા ખરી –
અરે શા ખબર ?

રોઝન : એટલા જ મહારાજ ! કે દુનિયા આજકાલ તો
પ્રમાણિક બની છે.

હૅમ્લેટ : આવ્યો પ્રલય શું પાસે ? ખોટી ખબર છે એ તો.
પૂછું હું તમને પ્રશ્ન, વિધિનો અપરાધ શો કર્યો કે
મોકલ્યા તમને આ કારાગૃહમાં અહીં ?

ગીલ્ડ : કારાગૃહ મહારાજ !

હેમ્લેટ : ડેન્માર્ક કેદખાનું છે.

રોઝન : ત્યારે તો દુનિયા યે છે.

હેમ્લેટ : ઘણું સરસ છે જેમાં અનેક કોટડીઓ અને ભોંયરાઓ ને વળી ખંડો. ડેન્માર્ક નીચમાં નીચ સર્વથી.

રોઝન : ના મહારાજ ! માનતા અમારા મનમાં એવું.

હેમ્લેટ : તો એ તમારે માટે કેદ નથી. વાસ્તવિક તો કશુંજ સારૂં વા નરસું નથી. મનજ એ મનાવતું. એ મારે મન કેદ છે.

રોઝન : એ તો આપની મહત્વાકાંક્ષાં મનાવે છે. કારણ એ આપને મન પરિમિત છે.

હેમ્લેટ : અરે પ્રભુ ! હું તો સમાઈ શકું રે ફોતરાં વિશે કોકફળના ને માનું મને અનંતનો ધણી, જો મને સ્વપ્ના ના આવે.

ગીલ્ડ : એ સ્વપ્ના એજ આપની મહાભિલાષા ! જે તત્ત્વ મહત્વાકાંક્ષી શોધતા એ તો છાયા છે સ્વપ્નની.

હેમ્લેટ : સ્વપ્નજ પડછાયો છે.

રોઝન : ખરે જ હું તો ગણું મહાભિલાષને વાયુના તત્ત્વની સૂક્ષ્મ; એથી જ છાયો એ પડછાયનો.

હૅમ્લેટ : તો છે શરીર એ ભિક્ષુક, રાજાઓ વીર વિક્રમો[૧] એ માત્ર ભિક્ષુકની છાયા. જશું દરબારમાં ? ના હવે બુદ્ધિ ચાલતી.

રોઝન : 
ગીલ્ડ : સેવામાં આપની અમે હાજર.

હૅમ્લેટ : ના રે ના તમને તો અન્ય સેવક જેમ હું ગણું. સાચું કહું મને તો ખૂબજ અનુચરો છે. મિત્રતા ખાતર પૂછુંછું કેમ આવ્યા છો એલસિનોરમાં ?

રોઝન : મળવાને મહારાજ ! આપને, અન્ય હેતુ શો હોય !

હૅમ્લેટ : ખરે હું તો આભારમાંયે ગરીબ છું. પ્રિય મિત્રો ! ઉપકાર. પણ મારા ઉપકારની કિંમત કોડીથીએ કમ છે. તમને બોલાવ્યા હતા ને ? કે સ્વેચ્છાથી આવ્યા છો ? સ્વતંત્ર રીતે આવ્યા ? મારી સાથે કપટ ના. બોલો બોલો તમે બોલો.

ગીલ્ડ : શું બોલીએં મહારાજ !

હૅમ્લેટ : ગમે તે. પણ આને અનુલક્ષીને. ખરે તમે તેડાવેલજ આવ્યા છો. તમારૂં મ્હોંજ કહે છે. તમારા વિનયને ગુપ્ત રાખતાંયે ના આવડે. જાણું છું કે એ ભલા રાજાએ અને રાણીએ તમને બોલાવેલ છે.

રોઝન : તો શા માટે મહારાજ !

---

૧ અહીં હૅમ્લેટ શબ્દના જુદા જુદા અર્થ કરે છે. રાજાઓ વીર વિક્રમો જે મહત્વાકાંક્ષી તે જો છાયા હોય તો જેની છાયા પડે એ સ્થૂલ તે ભિક્ષુકો એ અર્થ લઇ આ લોકોનું બોલવું કેટલું અર્થરહિત છે તે બતાવે છે.

હૅમ્લેટ : એ તો તમેજ કહો મને. મિત્રાચારીના હકે કે સાનિધ્યના હકે યુવાના, કે સ્નેહધર્મના હકે, કે પછી કો આગ્રહી જેમ યાચના કરી શકે તેમ હું પૂછું છું કે તમને અહીં બોલાવેલ છે કે નહીં ?

રોઝન : (ગીલ્ડન.ને બાજુએ) શું કહીશું ?

હૅમ્લેટ : (સ્વગત) રાખવી પડશે મારે તમારી ઉપર નજર. (મોટેથી) પ્રેમ જો તમને હોય તો ના છાનું કંઇ રાખશો.

ગીલ્ડ : બોલાવ્યા હતા મહારાજ !

હૅમ્લેટ : કારણ તો કહી શકું જેથી એ અનુમાન જો સત્ય હોય તો તમને જરૂર નહી પડે કહેવાની; અને દીધો વિશ્વાસ જે રાજા અને રાણીને તેનો ભંગ થાય ના. ના જાણું હું કેમ એમ છે પણ – આજકાલ તો હરાયો મુજ આનંદ, રમત ગમતો સૌ તજ્યાં; થયું છે સ્વભાવને શું કે સૌમ્ય વસુંધરા મને ભાસે નિર્જીવ ભેખડ શી ભયાનક. આ છત્ર, આ દિવ્ય આકાશ, રે આ જુઓ ! ઘુમ્મટ વ્યોમનો, ભવ્ય ચંદરવો ભરેલ એ સુવર્ણ તેજ છાંટથી, મને તો માત્ર લાગે એ દુષ્ટ ને અનિષ્ટ કો શંભુમેળો હવા તણો. કેવું અદ્ભુત સર્જન માનવી ! શી ઉદાત્ત છે બુદ્ધિ ! શક્તિ તો અનંત છે. આકૃત ને ગતિ સ્તુત્ય ને ભાવવાહી ખરે. વળી કાર્યમાં એ દેવદૂત ને જ્ઞાનમાં દેવતા સમો. એ તો વિશ્વનું સૌંદર્ય, શ્રેષ્ઠ સર્વ પ્રાણીમાં. છતાં મને : મહત્ત્વ શું લેખું એનું માટીનું સત્ત્વ જે ? મને પુરૂષ ના રીઝે કે ના નારી ખરૂં કહું, જો કે સ્મિતથી તમે કહેવા તો એ માગતા.

રોઝન : મહારાજ ! એવો કો વિચારે મનમાં ન હ

હૅમ્લેટ : તો પુરૂષ ના મને રીઝે કહ્યું ત્યારે હસેલ કેમ

રોઝન : એ વિચારે મહારાજ ! કે જો પુરૂષ ના ર
તો સત્કારશો કેમ એ નટોને જે અમને ર
મળ્યા, ને જે અહીં આપની સેવામાં આવે

હૅમ્લેટ : રાજાનો પાઠ લે છે તેને તો સદા સ્વાગ
એ મહારાજને માન આપશું. નાયક શૂર તો વ
શો અસિદાવ ખેલશે. ના પ્રણયી નિશ્વાસ વ્ય
નાખશે. અને અંત આવશે સુખમાં એ નટ
જે દુઃખી પાઠ ખેલતો. રંગલો વળી હસા
સૌને ગલીગલી થાય જેને સહજમાં; અ
સ્ત્રી પાત્ર બોલશે મન મૂકી નહીતર ખોડાય
કાવ્યનો પ્રવાહ. આ કોણ સહુ ખેલાડી

રોઝન : જે આનંદ આપતા બહુ આપને તે શહેરના કર
રેલાવતા નટો.

હૅમ્લેટ : પ્રવાસે કેમ ? નામના કાજે તેમ જ લાભમાં
નગરવાસ સારો.

રોઝન : નવો જે રંગભૂમિનો સુધારો એ કાર

હૅમ્લેટ : એમનું માન કેટલું હવે ? હું નગરમાં હતો તે વે
હતું એટલું ? લોક સત્કાર કેટલો ?

રોઝન : ના જી ના એટલું હવે.

હૅમ્લેટ : એમ કેમ ? શું કટાયા ?

રોઝન : ના. શક્તિ તો એટલી જ છે. પણ ફાટયો છે¹ રાફડો બાળકોનો. જે અવાજ તાણીને કાઢે અને તાળીના ગગડાટથી જેમને લોકો વધાવે છે. એ ફેશન છે આજકાલ તો. રંગભૂમિ તો એવી બગાડી છે કે સમશેર તો બીએ છે કલમથી અને ત્યાં જવાયે એની હિંમત નથી.

હૅમ્લેટ : એ સૌ બાળકો કોણ છે? કોણ એમને રાખે છે અને વેતન કોણ આપે છે? બાળકનો અવાજ છે શું ત્યાં સુધીજ એ ધંધો કરશે? ને જ્યારે એ સામાન્ય નટ થશે જે સંભવિત છે જો પાસે દ્રવ્ય ન હોય તો, શું એને પોતિકા ધંધા વિરૂદ્ધ એમ બોલાવવું લેખકો માટે યોગ્ય છે?

રોઝન : બન્ને બાજુનો હવે તો છે મમત. ને લોકોયે ના ગણે પાપ એમને લડાવવા વિશે. વળી વસ્તુમાં કવિ અને નટ વચ્ચે જો ના હોય યુદ્ધ આ વિષયે તો લેખકને કંઈ દ્રવ્ય ના મળે.

હૅમ્લેટ : આ સંભવિત છે સાચે?

ગીલ્ડ : ભેજાંની સાઠમારી એ તો ચાલતી આજકાલ બાણો વડે કટાક્ષના.

હૅમ્લેટ : આ છોકરા જ જીતે છે?

રોઝન : હાજી એજ મહારાજ!

૧ શેકસપીયરના વખતમાં ઈંગ્લાંડમાં જે રંગભૂમિની સ્થિતિ હતી તેના પર આ પ્રહારો કવિ મારે છે.

હૅમ્લેટ : એમાં કંઇ વિચિત્ર નથી. આ રાજા ડેન્માર્કના, મારા કાકા સામે જ્યારે પિતા જીવતા, ત્યારે ઘણાં મ્હોડું મચડતા, જે આજે તો એની નાનીશી છબી સારૂયે આપે વીસ, ચાળીસ એથીયે વધુ પચાસ અરે સો રૂપિયા. રે ખરેજ એ અસ્વાભાવિક છે. તત્ત્વ તો એનું ફીલ્સુફો જ શોધી શકે.

[ નોબત વાગે છે.

ગીલ્ડ : રૂપધરો આવ્યા લાગે છે.

હૅમ્લેટ : સજ્જો ! એલસિનોરમાં ભલે આવ્યા. અને તમારો હાથ આપો. વિશેષણો વસ્યાં સ્વાગતના સહુ શિષ્ટાચાર વિશે. હુંયે કરૂં સ્વાગત એ રીતે. નહીતર નટોને આ સત્કાર જે બતાવીશ બાહ્યાચારથી, તમને રખે વિશેષ તો લાગે તમારા સત્કારથી – ભલે આવ્યા. પરંતુ એ કાકા – પિતા અને કાકી – માતા ખરે ભૂલ્યાં.

ગીલ્ડ : શી બાબત મહારાજ !

હૅમ્લેટ : અંધારે માત્ર હું ગાંડો દિવસે તો હું કહી શકું કે રજ્જુ કે સર્પ છે એ તો.

[ પોલોનિયસ આવે છે.

પોલો : શુભં ભવતુ ભાઇઓ !

હૅમ્લેટ : ગીલ્ડનસ્ટર્ન ! તું સાંભળ ને તુંયે કાન આપજે. તમારો એક એક બે બાજુ. દેખાય બાળક પેલું મોટું પણે, હજી ફરે એના બાળોતિયામાં.

રોઝન : સારે નસીબે એણે તો બીજી વાર પ્રાપ્ત કરી છે એ સ્થિતિ. છે એવી કહેતી કે માનવી બને બાળક ફરી, વૃદ્ધ એ થાય જ્યારે.

હૅમ્લેટ : હું ભાખું એ આવતો મને કહેવા નટો વિશે. જો જો. હા ભાઈ સાચું છે. સોમવારે સવારમાં હા સાચું છે ખરેખર.

પોલો : સમાચાર મહારાજ !

હૅમ્લેટ : સમાચાર મહારાજ ! રૉસીયસ હતો નટ રોમમાં.

પોલો : નટો આવ્યા મહારાજ !

હૅમ્લેટ : છે ! છે !

પોલો : ખરેજ મહારાજ !

હૅમ્લેટ : પછી આવ્યા નટો કરી સ્વારી ગર્દભની પરે —

પોલો : આ તો ઉત્તમ છે નટો દુનિયામાં. કરૂણને માટે કે હાસ્યને માટે ઐતિહાસિક; ગ્રામ્ય; ગ્રામ્ય-વિનોદ; ગ્રામ્ય-ઐતિહાસિક; કરુણ-ઐતિહાસિક; કરુણ હાસ્ય – ઐતિહાસિક-ગ્રામ્ય; એકાંકી કે મહાકાવ્ય; ભલે એ હોય સેનેકાનો[1] ગંભીર રસ કે [2]પ્લોટિયસનો હળવો રસ; નટો આજ એ ભજવી શકે, પછી નાટક કેવુંયે હોય.

હૅમ્લેટ : યેપ્તાહ ! ઓ ઇઝરેલના ન્યાયાધીશ ! કેવું જવાહિર તારી પાસે હતું !

પોલો : જવાહિર મહારાજ ! કેવું હતું ?

---

૧ રોમનો કરુણપ્રધાન નાટકકાર. ૨ રોમનો હાસ્યપ્રધાન નાટકકાર.

હૅમ્લેટ : વળી,

હતી એક કન્યા બહુ રૂપવાળી
હતો પ્રેમ એનો બહુ વ્હાલી બાળી.

પોલો : (સ્વગત) હજી કન્યા વિશે મારી ?

હૅમ્લેટ : વૃદ્ધ યેપ્તાહ ! વાત તો સાચીને ?

પોલો : મને યેપ્તાહ જો કહો મહારાજ ! મને પણ એક કન્યા છે જેના પર મારોયે પ્રેમ છે.

હૅમ્લેટ : અનુસંધાન એવુંજ ના આવે.

પોલો : તો શું આવે મહારાજ !

હૅમ્લેટ : કેમ,
નસીબ નિર્માણ વળી પ્રભુનું
અને પછી
થયું જે થવાનું કંઈ કાળ વિતે.
એ જૂના ગીતની પંક્તિઓ તને આથી વિશેષ કહેશે.
જો આવતા નટો.

[ ચાર પાંચ નટો આવે છે

સ્વાગત તમને સભ્યો ! સૌને સ્વાગત – હું ખુશી થયો સહુને કુશળ જોઈ. મિત્રો સ્વાગત ! ને મિત્ર તું મારા જૂના ! છેલ્લાં જોયો હતો તે કરતાં ખરે ચ્હેરો તો બદલાયો છે. શ્મશ્રુ લેખા ફુટે ? અરે આવ્યો ડેન્માર્કમાં મારી સામે મૂછ મરડવા ? ને સુંદરી આપ ![1] છેલ્લાં જોયેલાં તે થકી બાઇજી આપ સ્વર્ગની નજીદીક ગયાં

૧ શેકસપીયરના સમયમાં પુરૂષો સ્રીનો પાઠ ભજવતા.

હશો આ એડી[1] જેટલાં ઉંચે. ઓ પ્રભુ! એ અવાજ ના ખોખરો હોય આપનો ખોટા રૂપીયા સમો. રે ભાઇઓ! ભલે આવ્યા. તરતદાન એ ખરે મહાપુણ્ય છે માટે દેખાડો તમારી એ કળા, આ ક્ષણે કો નાટકમાંથી બોલો રસિક કોઇ ભાષણ.

પ્હેલો નટ: કયું ભાષણ ને શેમાંથી મહારાજ?

હૅમ્લેટ: જે એકદા મેં સાંભળ્યું હતું પરંતુ ના એ કદી ભજવાયું હતું. અથવા ભજવાયેલ અનેકવાર ને સામાન્ય લોકને જે ગમ્યું ન્હોતું. ખિલોડી પાસે શર્કરા તેમ સામાન્ય જનને ના સ્વાદ એમાં લાગ્યો હતો. મને તેમજ અન્યને તો જેનો અભિપ્રાય મુજથીયે વિશેષ છે લાગેલ એ નાટક સારૂં. અંકો, પ્રવેશકો વળી પ્રમાણસર ને બહુ વિવેક ચતુરાઇથી લખાયેલ. યાદ છે મને એકે કહ્યું હતું કે પંક્તિમાં બહુ ભર્યો મશાલો ના જે થકી તેજદાર બને વસ્તુ; વાકયોયે ના એવાં કે જેથી કૃત્રિમતા તણો લેખકને દોષ આવે. સીધી સાદીજ પદ્ધતિ, એ નિરોગી અને મીઠી સુંદર પણ ના બહુ ભપકાળી. મને ગમે છે એમાંથી ખાસ એક એ પ્રસંગ, જેમાં ડીડો[2] સાથે ઈનીયસ વાત કરે છે તે, ને જેમાં પ્રાએમની કન્યા વિશે છે. જો જીવતો હોય તારા સ્મરણમાં એ પ્રસંગ તો આરંભ કર ત્યાંથી. આ આમ, ના આમ – હા – હા.

[3]કરાલ એ પ્હીરસ બાહુ જેના

---

૧ એ સમયમાં પુરૂષોના બૂટને પણ ઉંચી એડી હતી.

૨ આ ગ્રીક કથામાં પાત્રો આવે છે. ૩ ઉપજાતિ છંદ.

મંછા સમા કાજળ રંગ એની,
ને મધ્ય રાત્રી સમ રૌદ્ર રૂપ
દીસે, છુપી ભીતર અશ્વના[1] જ્યાં
પડેલ એ કાળમુખા; વિશેષ
બીહામણું તો મુખ એ થકાયે
બન્યું લપેટ્યા બહુ રંગ બીજા;
છે પાયથી મસ્તક રક્ત રંગી
માતા પિતા પુત્ર સુતા તણાં એ
લોહી વડે શો ખરડાયલોને
વેરાન શેરી તણી ધૂળના તો
બાઝયાં પડો અંગ પરેજ એના
વધારતાં ખૂનની દુષ્ટતા જે;
જ્વલંત ક્રોધે ઝરતો જ અગ્નિ
છે લેપનો શોણિત ભાર અંગે,
બે આંખ રાતા મણિ જેમ એવો
શેતાનશો પ્હીરસ શોધતો ત્યાં,
પ્રાએમ[2] દાદા બહુ વૃદ્ધ જે છે–
એથી આગળ બોલો.

પોલો : મહારાજ! ખરેજ આ સારૂં બોલ્યા બહુ સ્પષ્ટ ઉચ્ચાર ને વળી સાવકાશ.

પ્હેલો નટ : દેખ્યો પછી ગ્રીક પરે પ્રહારો
કરંત ધીમા, અસિ જીર્ણ જેની
ના ઉંચકાયે નવ કાબુમાં, ને

૧ ગ્રીક ઈલીયડની કથામાં કાષ્ટનો ઘોડો આવે છે જેમાં ભરાઈ ગ્રીક સૈનિકો ટ્રોયમાં કપટથી બેઠા હતા. ૨ ટ્રોયનો વૃદ્ધ રાજા.

રહે પડી ઘા કરવાજ મારી
જ્યાં. આમ ના જે બળમાં સમાન
પ્રાએમ સામે ધસતો કરે ઘા,
એ ક્રોધથી પ્હીરસ. ઘા ન વાગ્યો
પરંતુ એ નિર્બળ વૃદ્ધ પાડ્યો
અસિ તણે સૂસવતે સપાટે.
નિર્જીવ ઈલીયમ[૧] ને થયો શો
આઘાત, જ્વાલા શિખરેથી નીચે
પ્હોંચી, કડાકા અતિ ઘોર સાથે
પડ્યું; અને પ્હીરસ કર્ણ ને તો
બંદી બનાવ્યા. તરવાર જો! જો!
પ્રાએમના શ્વેત શિરે ઢળે ત્યાં,
થંભી હવામાં. સ્થિર ચિત્ર જેવો
જુલ્મી તણાં, પ્હીરસ તો ઉભો'તો
ઇચ્છા અને હેતુ તણું ન ભાન
ક્રિયા વિહોણો.
તોફાન પૂર્વે બહુધા બને છે
આકાશ નિઃશબ્દ અને ઘનો તો
થંભેલ, ને મારુત મત્ત શાન્ત,
ભૂગોલ નીચે સુમસામ મર્ત્ય,
ત્યાં તે ક્ષણે ઘોરજ મેઘનાદ
આવે દિશાઓ સહુ ડારતો એ.
વિરામ આ અલ્પ થવા પછી તો
એ વેરનો અગ્નિ ફરી ઉછળ્યો;
પડ્યા હથોડા નવ ઉગ્ર રીતે

૧ રાજમહેલ પ્રાએમનો.

હશે, ધડે બખ્તર તો અજીત
એ વિશ્વકર્મા, જવ સૈન્ય નાથ
દેવો તણા મંગળ દેવનું તો,
જે ક્રૂરતાથી તરવાર ખૂબ
લોહી વડે જે તરબોળ, મારી
પ્રાએમના મસ્તક ચ્હીરસે તો.
ધિક્ ભાગ્યદેવી! કમજાત! ધિક્ છે!
રે સ્વર્ગના સર્વજ દેવતાઓ!
લ્યોને હરી એ સર્વ શકિત એની,
આરા વળી ચક્રતણાંજ તોડી
ઊંચાણુથી સ્વર્ગતણાં અને એ
તૂટેલ પૈંડુ ગબડાવી દો કે
પાતાળ લોકે પડતુંજ દુષ્ટ.

પોલો : લાંબુ છે આ બહુ ખરે જ.

હેમ્લેટ : મોકલીશું એને હજામને ઘેર તમ દાઢી સાથે. આગળ બોલ તું. તમાશાઓ ભવાઈ એવું એવું એને તો ગમે નહીતર એ ઉંઘે. આગળ બોલ તું આગળ હેકયુબા લગી.

પ્હેલો નટ : રે જોઇ એ ઘૂંઘટમાં છુપેલ
રાણી –

હેમ્લેટ : ' ઘૂંઘટમાં છુપેલ " ?

પોલો : " ઘૂંઘટમાં છુપેલ " એ ખરે જ સરસ છે.

પ્હેલો નટ : (રાણી) બિચારી ઉપરેથી નીચે
દોડે ઉઘાડે પગ, અગ્નિજવાળા

બૂઝાવવા અશ્રુજલેજ અંધ;
શિરે હતું ઓઢણુ એક માત્ર
જ્યાં શોભતો તાજજ એકદા તો;
પોશાક લાંબા બદલે હતો ત્યાં
ઉતાવળે તો ભયથી લપેટયો
એ ધાબળો નિર્બળ ઢાંકવાને
કાયા અતિ સંતતિ કારણે જે,
છે શ્રાન્ત. જોયેલ ખરેજ જેણે
એ દૃશ્ય ઝેરી, નવ જીભના શું
કીધા હતે નિર્દય ભાગ્ય સામે
પ્રહાર? ને જોઇ અરે જ એને
જે વેળ એ પ્હીરસને નિહાળી
સ્વનાથના અંગ વિદારતો ને
ક્રીડા કરંતો અસિ સાથ ક્રૂર,
રે પાડતાં તો બહુ મર્મઘાતી
એ ચીસ, દેવોય પછી કદા ના
દુઃખો થકી મર્ત્ય તણાં દ્રવે એ,
દયા થકી વ્યાકુળ થાત, રે ને
એ દિવ્ય આંખો જલ અશ્રુભીની!

પોલો : જુઓ જુઓ અરે રંગ એનો ફીકકો થયો. અને આંસુજળ આંખમાં એની. બસ બસ વિશેષ ના.

હૅમ્લેટ : હા ખરેજ. હવે પછી બાકીનું હું સાંભળીશ. તમે મહેરબાન! આ નટના ઉતારા માટે વ્યવસ્થા કરશો કની? આગતા સ્વાગતા તમે સાંભળો છે સારી કરો, કારણ એ તો ગણાય છે, અવતરણ ને

સંક્ષિપ્ત ઇતિહાસ આ જમાનાના. મૃત્યુ પછી
બહેતર છે ઘોરની પર ખરાબ લેખ પણ ના
જીવતાં એમની નિન્દા ભરેલી નોંધ.

પોલો : સ્વાગત તો મહારાજ ! એમની લાયકાતને અનુસાર
હું કરીશ.

હૅમ્લેટ : અરે તોબાહ ! એથીયે વિશેષ. લાયકાત જો ગણવી
સહુની તો કોણ મુકત રહેશે ચાબુકના પ્રહારથી ?
આપણી પ્રતિષ્ઠાને અને ગૌરવને છાજતુંજ સ્વાગત
કરવું ઘટે. ઓછી જો એમની લાયકાત, તો વિશેષ
છે ગુણ તમારા સ્વાગતમાં. લઇ જાઓ આ સર્વને.

પોલો : ચાલો સભ્યો.

હૅમ્લેટ : જાઓ એની પાછળ મિત્રો ! જો હું કાલે
સાંભળીશ એ નાટક. [ પોલોનિયસ અને નટો
પ્હેલા નટ સિવાય જાય છે.

સાંભળે છે કે તું મિત્ર ! ભજવી શકશે ગોન્ઝાગો
ખૂનનો પાઠ ?

પ્હેલો નટ : જી ભજવીશ મહારાજ !

હૅમ્લેટ : ઠીક પાછળ જા પેલા ઉમરાવની અને જો જો
એની હાંસી ના કરતા.

[ પ્હેલો નટ જાય છે.

ભલા મિત્રો ! હવે રાત સુધી તમે છૂટા. ભલે
એલસિનોરમાં આવ્યા.

રોઝન : જેવી આજ્ઞા મહારાજ !

હૅમ્લેટ : ઠીક. ભલું કરે પ્રભુ!

[ રોઝન. અને ગીલ્ડન. જાય છે.

એકલો આખરે થયો.

અરે કેવો ગમાર હું ગામડિયા ગુલામ શો!
કેવું અમાનુષી લાગે, નટ માત્ર કથા વિશે
મોહ આવેશમાં, આત્મા એવો વાળી શકે, કરે
એ જેમ કલ્પના કહે, એમ આવેશમાં થયો
ચ્હેરો ફીકકો, અને આંખે આંસુ, વ્યાકુળતા બહુ
દેખાવે; કંઠ તો બન્યો ગળગળો, બધા જ એ
કલ્પનાને અનુસરે ભાવો! એ કોણ કાજ આ?
હેકયુબા કાજ?
હેકયુબા થાય શું એની, કે હેકયુબા તણો જ એ
કે રડે આમ એ માટે? શું ના કરત જો હતે
પ્રેરણા મુજ માફક આવેશ કાજ કારણ?
ડૂબાડી હોત અશ્રુના પૂરમાં રંગભૂમિને
ભીષણ ભાષણે ફોડયા હોત રે કર્ણ લોકના,
બનાવ્યો હોત ગાંડો એ અપરાધી; થતે વળી
નિર્દોષ જે ભયત્રસ્ત; ને ગભરાવતે સહુ
અજાણને. બધાની જ આંખ ને કર્ણ ઇંદ્રિઓ
થાત આશ્ચર્યમૂઢ રે.
અને હું?
મૂઢ પાણી વિનાનો, રે હરામી કુંભકર્ણ શો
ઉંઘણસી, ન જાણે કે હોય ઉદ્દેશ! કંઈ ના
બોલી શકું અરે રાજા કાજેય પણ, જે તણાં
હરાયાં દ્રવ્ય ને પ્રિય પ્રાણ તો ધૂર્ત રીતથી!
નામર્દ હું? કહે કોણ હરામી છું? અને મુજ
ભાંગે મસ્તક કોણ આ? દાઢી પેંખી અને વળી

ઉરાડે વાળ મોં પરે? નાક ખેંચે? અને કહે
હું હડહડતો જૂઠો? આવું કોણ કહે મને?
હા !
રે દિક્પાલો! સહું સર્વ એ અપમાન, કારણ
ગાત્ર છે મુજ ઢીલાં ને કડવાશ સ્વભાવમાં
ના, જેથી જુલ્મ લાગતા કડવા, નહિ તો ખરે
આજ લગણમાં તો મેં જમાડયાં હોત ગીધડાં
માંસથી આ ગુલામના. ખૂની! નીચ! હરામડા!
નિર્દય! કપટી! પાપી! હરામખોર! રાક્ષસ!
અરે વેર!
અહો કેવો ગધેડો છું! કેવું આ શૌર્ય દાખવું
કે હું જે પુત્ર, ખૂનના ભોગ પ્રિય પિતા તણો,
પ્રેરતાં સ્વર્ગ ને નર્ક સંગે જે વેરકાજ તો,
કોઇ ફૂવડ વેશ્યા શો, હૈયા કેરી વરાળને,
શબ્દો વાટે જ ઠાલવું બહાર ભભડી, અને
ગાલિપ્રદાન આદરૂં કો હલકા ગમાર શો!
અરે ધિક્! બુદ્ધિ! જાગ તું! મેં સાંભળેલ વાત છે
નાટકે દશ્ય જોતાં કો, ચાતુર્યથી લખેલ જે,
દોષિત હૃદયે થાય પશ્ચાતાપ અને કરે
કબૂલ સર્વ દોષને; ખૂન તેમ જ બોલશે
જીભ ના હોય તોયતો કો અદ્ભુત પ્રકારથી.
નટો દ્વારા પિતા તણું ભજવાવીશ ખૂન હું
કાકા સમક્ષ. જોઇશ મુખભાવો અને ભેદું
અંતર એ તણું ને જરા બદલે રંગ, યોગ્ય શું
મારે તો કરવું જાણું. ભૂત દીઠેલ જે, કદા
હોય શેતાન; ને ધારી શકે શેતાન રૂપ કો
પણ સુંદર. લેતોયે હોય ઔદાર્ય ને વળી

દુર્બળતા તણો મુજ લાભ. કારણ શક્તિ છે
એની વિશેષ એવાની પરે, છેતરવા અને
પછી અનિષ્ટ મારૂં તો કરવા. શોધવા ઘટે
પુરાવા સબળા વધુ. નાટક એજ માર્ગ છે
જેથી અંતર રાજાનું હું તો કળી શકું ખરે.



## અંક ત્રીજો
## પ્રવેશ પહેલો

[કીલ્લામાં એક ખંડ. રાજા, રાણી, પોલોનિયસ, ઓફેલિયા, રોઝનક્રાંટ્ઝ અને ગીલ્ડનસ્ટર્ન આવે છે.

રાજા : ના કો ઉપાયથી જાણી શકયા છો વ્યગ્ર કેમ એ,
સૌમ્ય જીવનમાં કેમ ઉત્પાત ભયકારક
ઘેલછાનો, દિનો જેથી થયા કર્કશ એ તણા ?

રોઝન : કર્યું કબૂલ એટલું. ના પડે ચેન એમને
પણ કારણ ના કહે.

ગીલ્ડ : ના છે આતુર ઉત્તરો, પ્રશ્નના અમ આપવા
એ વિશે, પણ ચાલાકી ખૂબજ વાપરી ખરે
દીવાનાની, ઉડાવતા અમને, લાવતા અમે
ખરી સ્થિતિ વિશે જ્યારે, કહેવાની અણી પરે.

રાણી : આપ્યો સત્કાર સારો કે ?

રોઝન : છાજે સજ્જનને જેમ.

ગીલ્ડ : તાણી તોડી ન કેમ એ કરતા અમ સત્કાર.

રોઝન : કૃપણ પ્રશ્ન પૂછતાં પણ ઉદાર એ અમ
સવાલના જવાબમાં.

રાણી : કર્યા પ્રયત્ન જેથકી મન તો જાય અન્યમાં ?

રોઝન : રાણીજી ! રે થયું એમ કે માર્ગમાં મળેલ જે
નટો વિશે કહી વાત. જે સાંભળી થયા રાજી

ને રાખ્યા દરબારમાં. ખેલ ભજવવા તણી
છે આજ્ઞા આજ તો સૌને, સમક્ષ આપની વળી.

પોલો : સત્ય છે ને વળી મને કહ્યું, વિનંતિ તો મારે
કરવી, રાજ દંપતી જોવા નાટક કાજ તો
પધારે આજ રાતના.

રાજા : રે સાનંદ પધારશું. મને સંતોષ છે ખરે
મન એનું પરોવાયું આમાં. સભ્યો ભલા! તમે
આથી વિશેષ ઇચ્છાને એની તેજ બનાવજો
જેથી આનંદ અન્યમાં આમજ ઢળતો રહે.

રોઝન : જેવી આજ્ઞા મહારાજ!

[ રોઝન. ગીલ્ડ. જાય છે.

રાજા : પ્રિય ગર્ટ્રુડ! તુંયે જા.
હૅમ્લેટને, અમે અહીં છે બોલાવ્યો, અચાનક
જાણે ઓફેલિયાને એ મળે. અને પછી અમે,
પિતા તેમજ એ તણાં, પ્રેક્ષકો કાયદેસર,
ભરાશું ગુપ્ત એવા કે ના કો દેખી શકે પણ
દેખીશું સર્વ તો અમે. મેળાપ આ થકી અમે
નિર્ણય પર નિશ્ચિત આવશું; વર્તણુંક શી
એની, એ પરથી દુઃખી પ્રેમ કાજે, ન વા, અમે
ખરેજ જાણશું સહુ.

રાણી : આજ્ઞા શિરે ચઢાવતી.
ઓફેલિયા! અરે ઇચ્છું તુજ સૌંદર્ય કારણ
હોય હૅમ્લેટની સહુ ઘેલછાનું. ગુણો વડે
તારા જેથી ફરી એને એ સ્થિતિ પર મૂળની
લાવી શકીશ તું. બેઉ માટે ઉત્તમ એ થશે.

ઓફે : રાણીજી ! ઇચ્છતી હુંયે. [ રાણી જાય છે.

પોલો : ઓફેલિયા ! ફરે તું આં. મહારાજ ! પધારશો
સંતાઇશું હવે. (ઓફે.ને) અને તું આ પુસ્તક વાંચજે
જેથી એકાન્તનું તુજ કારણુ સમજાય આ.
વાંક ખરેજ આપણો, ઘણીયે વાર આપણે
ભક્તિનો ડોળ, ધાર્મિક ક્રિયા વડે, ચઢાવતા
ઢોળ એ દુષ્ટતા પરે.

રાજા : (સ્વગત) અહો ! સત્ય ખરેજ આ.
કેવો ચચણતો મારે ફટકો શબ્દ એ મુજ
અંતરને ! ન વેશ્યાના ગાલ, સુંદર થાય જે
બનાવટે, હશે વધુ વિરૂપ, વસ્તુ એ થકી
સુંદર જે બનાવતી, જેટલું છે વિરૂપ એ
કૃત્ય, શબ્દો વડે મુજ રંગેલ જે અસત્યથી.
હાય ! એ ભાર !

પોલો : સાંભળું આવતા. આંથી મહારાજ ! જશું હવે.

[ રાજા પોલો જાય છે.
હૅમ્લેટ આવે છે.

હૅમ્લેટ : જીવું ? મરૂં ? મહા પ્રશ્ન એક એ, મુઝવે મને
દુર્ભાગ્યના સહેવા ઘા, વજ્ર શા અપમાનના
શ્રેષ્ઠ કે બાથ ભીડવી આપત્તિ ઓઘ સાથ ને
આણવો અંત એ તણો ? મરવું : ઉંઘવું અરે,
નવ વિશેષ. ને અંત, જો ઉંઘથી અણાય એ
હૃદય ખટકા અને દેહ જન્મેલ દુઃખનો,
પ્રાર્થવો ધન્ય અંત એ. મરવું : ઉંઘવું અરે;

ઉંઘવું : સ્વપ્નયે જોવાં; ડંખ તો ત્યાંજ છે ખરો.
માનવ ખોળ મૂકતાં, મૃત્યુની ઘોર નિંદમાં,
સ્વપ્નો કેવાંક આવશે, થંભાવતો વિચાર ને
એ ખ્યાલના બળે દુ:ખો જીંદગીના ખમે સહુ.
શા સારૂ સાંખવા બાકી, કાળના કટુ ચાબખા;
જુલ્મી સિતમો સત્તાના; ગર્વીના તુચ્છકારને;
પ્રેમ છિત્કારની પીડા; કાયદાના વિલંબને;
તુમાખી અધિકારીની; જે અપમાન ધૈર્યથી
ગુણવાન સહે વળી, કુપાત્ર જન હાથથી;
જો એ સૌ ત્રાસનો અંત આણી શકે સહેજ એ
એક ઘાથી કટારના? શા માટે ભાર એ વહે
કાંસતી સ્વેદ સારતી શ્રમિત જીંદગી તણો?
મૃત્યુ પછી? વિચાર એ ભયભીત બનાવતો.
જવું અગમ્ય દેશમાં જ્યાં ગયો પાન્થ કો અહીં
પાછો નવ ફરે કદી, એજ ખ્યાલ મુઝાવતો,
ને શીખવાડતો સાંખો, દુ:ખો આલોકના; નવ
ઊડજો શોધવા બીજાં જેનું જ્ઞાન નહી જરા.
આમ વિચારથી, સહુ માનવ થાય બીકણુ,
મૂળ સંકલ્પના રંગો સ્વાભાવિક વળી દૃઢ,
ફીક્કા ચિંતનના રંગો ભળતાં, નબળા બને.
મહત્ત્વના વિચારેલાં, મહાભારત સાહસો,
બદલાતાં તરંગના પ્રવાહો, વક્ર થાય ને
કાર્યમાં ના પરિણમે, મનનું મનમાં શમે.
શાન્ત! ઓફેલિયા આવે. સુંદરી! પ્રાર્થના મહીં
મુજ સંભારજે દોષો પ્રભુની યાચજે ક્ષમા.

ઓફે : ઘણે દિને મહારાજ! કેમ છો આપ?

હૅમ્લેટ : ઉપકાર તમારો તો. સારો સારો ઘણો સારો.

ઓફે : મુજ પાસે મહારાજ! સ્મરણ ચિહ્ન આપના
આપવા ઇચ્છતી પાછાં. મારી વિનંતિ લ્યો તમે.

હૅમ્લેટ : ના હું નહી. નથી આપ્યું મેં કશું.

ઓફે : મારા પૂજ્ય મહારાજ! ખરે આપેલ છે તમે
પાઠવ્યા સાથ જે શબ્દો શું માધુર્ય પ્રસારતા,
મૂલ્ય વિશેષ જે થકી આંકું. સૌરભ એ જતાં
ના ખપે એ હવે, લ્યો આ – ઉદાર ચિત્ત તો ગણે
ભારેયે ભેટ તુચ્છ જો દેનાર થાય નિર્દય –
લ્યો આ પાછું મહારાજ!

હૅમ્લેટ : ઓહો! છે સદ્‌ગુણી ખરે?

ઓફે : મહારાજ!

હૅમ્લેટ : સુંદર છે?

ઓફે : શું બોલો છો મહારાજ?

હૅમ્લેટ : સુંદર સદ્‌ગુણી વળી જો તું, જો જે ન સાંભળે
સદ્‌ગુણ, તુજ સૌન્દર્યને વિશે.

ઓફે : સૌન્દર્ય ને મહારાજ! સદ્‌ગુણથી વિશેષ શો
સારો સંબંધ હોય બીજાં કો સાથે?

હૅમ્લેટ : હા. જો જે શક્તિ જે વસી છે તુજ સૌંદર્યમાં એ
કરશે તારા સદ્‌ગુણને ભ્રષ્ટ, ના પણ સદ્‌ગુણ નિજ
રૂપમાં કદી પલટાવી શકશે એ સૌંદર્યને. આ

મનાતી એકદા અવળવાણી, સમયે તો હવે કર્યું પૂરવાર એ. હતો તુંમાં પ્રેમ એકદા. મને.

ઓફે : રે આપેજ મહારાજ! મનાવ્યું હતું મને.

હૅમ્લેટ : ના તારે મારૂં માનવું હતું. સદ્ગુણ મૂળમાં પેસીને સ્વભાવ અમારો જૂનો ના કદી બદલી શકે. ના કદી ચાહતો તને.

ઓફે : વિશેષ છેતરાઇ હું.

હૅમ્લેટ : થઇ જા સાધુડી! પ્રજા તારે પાપીતણી શા માટે જન્માવવી? હુંયે છું સદ્ગુણી જરા, છતાં મારામાંયે દોષો અનેક છે જે થકી ઇચ્છતો કે મુજ માતાયે ના મને જન્મ દીધો હોત; ખરેજ હું મહાભિલાષ વાળોને ઝેરીલો અભિમાની છું; અરે એથીયે વધુ દોષો મારામાં છે જે વિચારમાંયે ના આવે, ના કલ્પનાયે દોરી શકે, ના તો વળી સમય છે એટલો મને, એને આચારમાં મૂકવા. પૃથ્વી આકાશ વચ્ચે શું કામ રઝળતા હશે મારા જેવા? અમે બધા રે બડા બદમાશ. ના વિશ્વાસ રાખજે કોઇ અમારામાં. જા સાધુડી બન. ક્યાં છે તારા પિતા?

ઓફે : ગૃહે છે મહારાજ!

હૅમ્લેટ : દ્વાર બંધ કરી દેજે કે ગૃહના સિવાય કો અન્ય સ્થળે ના એ મૂર્ખ બને. આવજે!

ઓફે : ઓ પરમાત્મા! સહાય થા!

હૅમ્લેટ : પરંતુ લગ્ન જો કરે તો આપું આ શાપ ભેટમાં. બરફ શી પવિત્ર તું હો કે એ હિમના સમી નિર્મળ, ના બચશે તું કદી નિંદાથી. સાધુડી બન. આવજે ! અને લગ્ન જો કરવાંજ હોય, મૂર્ખ કોઈની સાથે પરણજે. સુજ્ઞ જે છે, એ તો સમજે છે કે તમે પુરૂષને કેવા રાક્ષસ બનાવતા. રે થઇ જા સાધુડી અને વળી સત્વર. આવજે !

ઓફી : રે દેવતાઓ ! એનું ભાન જગાડો ફરી !

હૅમ્લેટ : સાંભળ્યું છે વળી મેં તો એ લપેડાઓ વિશે તમારા. ઈશ્વરે એક ચ્હેરો આપ્યો જેને તમે બહુરૂપ બનાવતાં. અને ચાલતો કેવી લટક મટક અને વળી બોલો ચીપી ચીપીને. ઘડેલ જે પ્રભુએ તેને કદરૂપ બનાવો. ઢાંકતાં લંપટતા ખરેજ આપીને નિર્દોષતાનું રૂપ તમે. અરે બસ વિશેષ ના. મને રે ગાંડો કીધો. લગ્નજ હવે ના થાય – જે પરણ્યાં ભલે રહે એક સિવાય બધાં જીવતાં. જા સાધુડી બન.

[ જાય છે.

ઓફી : અરે ઉદાર ચિત્તની કેવી વિકૃતિ આ ખરે ! દરબારી તણી જીહ્વા, યોધાની સમશેર ને દૃષ્ટિ વિદ્વાનની વળી, આશા પુષ્પ ગુલાબનું રે આ સુરાજ્યનું એ તો ! ને ફેશનની આરસી આકૃતિ શ્રેષ્ઠનું બિંબ. આંખો સર્વ તણી ઠરે જેના પરે ! સમૂળગી વિકૃતિ ! હા ! સમૂળગી ! ને હું, પીધેલ જેણે તો એના મધુર શબ્દના પીયૂષ ઘુંટડા, આજે સર્વ સ્ત્રીમાં ઉદાસ ને

રે હતભાગ્ય, કે જોવી મારે પ્રભાવશાલીને
ઉદાર બુદ્ધિને આમ ખોખરા રણકાર શી
અતિ કર્કશ બેસુરી; અજોડ મુખ એ અને
આકૃતિ ભર યુવાની સંમોહગ્રસ્ત! હાય! રે
શેં ના જોવાય જોયું મેં ને ના જોવાનું જોઉં છું.

[રાજા ને પોલોનિયસ આવે છે.

રાજા : પ્રેમ કારણ ના, એની પીડાનું. સર્વ વાત જે
બોલેલ ના વ્યવસ્થિત એટલું, પણ ઘેલછા
જેવું નહી જરા; કંઈ ઉંડું અંતરને વિશે
એના. ઔદાસ્ય સેવન જેનું કરે વિશેષ તો;
સાર જે નીકળે એથી ભયપ્રદ થશે; અને
એ અટકાવવા હું તો આવ્યો છું ઝટ નિશ્ચયે.
સત્વર આંગ્લ દેશ એ જશે, આપેલ ખંડણી
ના, ઉઘરાવવા તેને; સમુદ્રાટન ને કદા
દેશો વિવિધ ને દશ્યો અવનવાં કહાડશે
શૂળ અંતરમાં પેઠું, ઘર ઘાલી વ્યથા કરે
ચિત્તને, ને વળી જેથી અનભિજ્ઞાત આત્મને.
શું તું ધારેછ આ વિશે?

પોલો : હા યોગ્ય એ. હજી તોયે મને લાગે વ્યથા તણો
આરંભ મૂળ કારણ બેઉ જન્મેલ પ્રેમના
એ અસત્કારથી. ને તું ઓફેલિયા! જરૂર ના
કહેવાની મહારાજ હૅમ્લેટે શું કહેલ તે.
સાંભળ્યું એ બધું અમે. ને મહારાજ! આપને
યોગ્ય લાગે કરો પણ આજે નાટક જોઈને
વિચાર યોગ્ય જો લાગે, રાણીજી માત એમના

પૂછે એકાન્તમાં એનું દુઃખ કારણ; ને વળી
ખૂબજ સમજાવે; ને સર્વ સુણી શકું એવે
સ્થળે રહીશ હું ઉભો. શોધી કારણ ના શકે
મોકલો આંગ્લ દેશમાં, નજર કેદ કો સ્થળે
બુદ્ધિને યોગ્ય લાગે ત્યાં આપની, અથવા કરો.

રાજા : એમજ કરશું.
ઘેલછા મુખ્ય લોકની દુર્લક્ષવી ન યોગ્ય છે.



અંક ત્રીજો
પ્રવેશ બીજો

[કીલ્લામાં એક ખંડ. હૅમ્લેટ અને નટો આવે છે.

હૅમ્લેટ : બોલો ભાષણ એ ફરી અચકાયા વિના ઉચ્ચાર્યું મેં તમારી પાસે તેમ. જો તમે તમારા અન્ય જે નટો બોલતા તેમ બોલશો તો બહેતર એને દાંડીયાની પાસે બોલાવવું. ને જાણે લડતા હવા સાથે, ના એવા હાથના ચાળા કરો. બધું જે કરો તે અતિ સાવકાશથી કરો. પૂરમાં તમ રાગમાં, અરે એના તોફાનમાં વંટોળમાં વળી, તમે એવી તો સમતા રાખો કે જેથી એ સૌમ્યતા જળવાય. મારૂં તો અંતર ચીરાય હું જે વેળા સાંભળું કો ખોટા વાળધારીને ઘાંટા જોરથી પાડી ભાવને ચીંથરે હાલ કરતા અરે ચીરે ચીરા કરતાં. કનિષ્ટ વર્ગના કાન એથી રીઝે, જે મૂક નાટ્ય કે શોરબકોર માત્રમાંજ સમજે. અતિ નાટકી નટ જે ધમપછાડા કરે તેને તો ચાબુકથીજ હું મરાઉં. અરે રાવણથી વધુ રાવણાઈ બતાવે એ. એવું ના કરશો તમે.

પ્હેલો નટ : મહાનુભાવ ! હું ખાતરી આપુ છું.

હૅમ્લેટ : ડાહ્યું ડાહ્યુંયે ના વળી. તમ વિવેક શીખવે તેમ શબ્દાનુસાર તો ક્રિયા ને ક્રિયાનુસાર તો શબ્દો. ને ખાસ આ છે સૂચના કે સ્વાભાવિકતા પર ના બળાત્કાર; કારણ જે વિશેષ પડતું થાય તે ખરે વિરૂદ્ધ છે નાટ્ય ભાવનાની. હેતુ જેનો તો આદ્ય ને વર્તમાન, છે અને હતો,

આરસી પ્રકૃતિની થવા તણો. સદ્ગુણને બતાવવા સ્વમુખ, મૂર્તિ પોતાની ગર્વને; કાળ, અંગ ને સમયે બતાવવાં આબેહૂબ એને વળી. અને આમાં અતિશયોકિત કે પછી જો ન્યૂનતા રહે અબુધને એ હસાવે પરંતુ ખેદ થાય વિવેકીને. ખરે જેની ટીકા હોય વિશેષ તો મહત્ત્વની તમારેયે મતે જો તમે તુલના કરો એમની રંગભૂમિના સમસ્ત પ્રેક્ષકો સાથે. અરે જોયા છે એવાયે નટો, પ્રશંસાયે જેની સાંભળી, ને ખૂબ તે પણ, હું સારા શબ્દમાં કહું, જેના ઉચ્ચાર ના મળે સંસ્કારીના અરે ન તો જંગલીના, મનુષ્યનાયે ના; થનથનાટ છાતી કાઢી જે રંગભૂમિ પર ચાલે બરાડા પાડતા. મને ખરે એમજ લાગતું કે સૃષ્ટિના કો અનાડી કારીગરેજ એ પુરૂષને બનાવ્યો છે અને તેયે બરોબર નહી એટલું ખરાબ ને અમાનુષિક એ માનવ જાતનું અનુકરણ હતું.

પ્હેલો નટ : અમે સાહેબ ! એ બધું થોડું ઘણું સુધારવા પ્રયત્ન તો કરેલ છે.

હૅમ્લેટ : એ આખુંજ સુધારોને. અને જે રંગલાતણો પાઠ ભજવે તે જો જો લખ્યા પ્રમાણે બોલે. છે એવા કેટલાક તો, પોતેજ હસતા અને તે માત્ર કોઇ મૂર્ખ પ્રેક્ષકોને હસાવવા; ને તેયે જ્યારે નાટકનો મુખ્ય ગંભીર મુદ્દો ચર્ચાતો હોય ત્યારે. આ તો દુષ્ટ કહેવાય. અને જે મૂર્ખ આ કરે તે તો બતાવે છે

એની હલકી યશતૃષ્ણા. હવે તમે જાઓ ને તૈયાર થાવ. [ નટો જાય છે.
પોલો. ગીલ્ડન. ને રોઝન. આવે છે.

કેમ સાહેબ! આ નાટક જોવાને પધારશેને મહારાજ?

પોલો : રાણીજી પણ અને સત્વર.

હૅમ્લેટ : તો નટોને કહો ત્વરા કરે. [ પોલો જાય છે.
તમે બે પણ એમને મદદ કરશો ત્વરા કરાવવા?

રોઝન :
ગીલ્ડ : જેવી આજ્ઞા મહારાજ!
[ રોઝન. ગીલ્ડન. જાય છે.

હૅમ્લેટ : હો કોણ હોરેશિયો છે! [ હોરે. આવે છે.

હોરે : હાજર છું મહારાજ! સેવામાં.

હૅમ્લેટ : હોરેશિયો! ખરે તુંજ ઉદાર એક માનવી
કરી હોય કદી જેની સાથે મેં વાત—

હોરે : મહારાજ! અરે—

હૅમ્લેટ : ના ના નથી ખુશામત આ તુજ કરતો હું તો.
શી આશા છે મને તારી કેવળ દ્રવ્યમાં પણ
રે જેની પાસ વસ્ત્રને અન્ન કાજેય છે માત્ર
સ્વભાવ એ પ્રસન્ન તો? નિર્ધનની ખુશામત
કેવી? સાકર જેવી એ જીભને ચાટવા ભલે
દો અયુકત બડાશને; સાંધા સુનમ્ય એ ભલે
ઘુંટણના વળે જ્યાં જ્યાં લાભકારક થાય એ
પદુડાઇ. અરે જાણ. આત્મા સ્વતંત્ર માલિકા
છે મુજ વરવા. વળી એ મનુષ્ય મનુષ્યને
પારખે, વરમાળ તો એણે છે અરપી, અને

કીધો પોતાતણો તને. કારણ તું અનેક છે
દુ:ખોમાં પણ ના દુ:ખી, પુરૂષ, જે પ્રહાર કે
કૃપા ભાગ્ય તણાં ગ્રહે સમાન ભાવથી. ખરે
ધન્ય ,એ બુદ્ધિ અંતર છે ઓતપ્રોત જે તણાં,
જેથી એ વાદ્ય ના બને ભાગ્યદેવીતણું સ્વર
સ્વેચ્છાએ જે થકી કાઢે કો પણ, અંગુલી તણા
સ્પર્શથી એ. મને આપો તે નર, ના ગુલામ જે
રાગનો. અંતરે અરે મુજ હૃદયના હૃદે
રાખું હું સાચવી જેમ રાખું તને. વિશેષ શું?
નાટક રાતના આજે યોજ્યું રાજા સમક્ષ છે;
એમાંથી દૃશ્ય એક તો મૃત્યુ વિશે પિતા તણાં.
જે વિશે મેં કહેલ છે તને; મારી વિનંતિ છે,
પ્રવેશ ભજવાય એ જ્યારે, નિહાળજે મુજ
કાકાને ખૂબ ધારીને; એ ગુપ્ત અપરાધ ના
શરૂ ભાષણમાં તરી આવે તો જાણવું ખરે
ધૂર્ત એ ભૂત આપણે જોયું જે, કલ્પના વળી
મારી એરણ જેવી છે કાળી પાતાળ સ્વામિની.
લેજે તું નોંધ સૂક્ષ્મ ને હું ચોંટાડીશ આંખ તો
મારી એના મુખે; પછી આપણે સરખાવશું
એ નોંધ મુખ ભાવની.

હોરે : ઠીક કહ્યું મહારાજ!
નાટક ભજવાય તે વેળા છુપાવતો કશું
જે પકડી શકું હું ના મારે તો આપવી ભરી
એ ચોરી ભર પાઇયે.

હૅમ્લેટ : સાંભળું આવતા એને. નિષ્કામ હું બનું અને
બેસ આસન શોધી તું.

[ ડેનીશ કૂચ વાગે છે. નોબતનો ગડગડાટ. રાજા, રાણી, પોલોનિયસ, ઓફેલિયા, રોઝનક્રાંટ્ઝ, ગીલ્ડનસ્ટર્ન, બીજા ઉમરાવો, નોકરો, સૈનિકો, મશાલ સાથે દાખલ થાય છે.

રાજા : વત્સ હૅમ્લેટ ! કેમ છે ?

હૅમ્લેટ : રે ઉત્તમ છે ખરેજ એ ભોજન સરડાતણું.[1] જીવવું હવા પરે જે ખોચ આશ્વાસને ભરેલ છે. રે મરઘાંને ખવડાવો ના એવું તમે.

રાજા : હૅમ્લેટ ! ના જવાબ આ વિશે કંઇ હું કહું. મારા શબ્દો નથી આ તો.

હૅમ્લેટ : ને મારાયે હવે નથી. (પોલોને) સાહેબ ! તમે ભજવેલ છે કોઇ ભાગ એક વેળા વિદ્યાપીઠે ખરું ?

પોલો : હા ખરેજ મહારાજ ! ને હું ગણાયેલ વણા નટ સારો.

હૅમ્લેટ : કયો ભાગ ભજવેલ ?

પોલો : જુલીયસ સીઝરનો. કેપીટૉલ વિશે હું મરાયો બ્રુટસના હસ્તે.

હૅમ્લેટ : અરે પાશવ વૃત્તિ એની, જેણે માર્યું સરસ આ પશુ. તૈયાર છે નટો ?

રોઝન : હા મહારાજ ! આપની આજ્ઞાજ માટે રોકાય.

૧ સરડા હવા પર જીવે છે એવી માન્યતા હતી. હૅમ્લેટ કહેવા માગે છે કે રાજાએ જે વચનો આપ્યા હતાં આશ્વાસનરૂપે તેમાંથી કશું થયું નહોતું. એ કેવળ આશ્વાસનો પરજ જીવતો હતો.

રાણી : પ્રિય હૅમ્લેટ ! આવ હ્યાં ને બેસ તું મારી પાસે.

હૅમ્લેટ : ના માતાજી ! આ બાજુ વિશેષ મોહક છે વસ્તુ.

પોલો : (રાજાને) રે સાંભળો છો આપ કે ?

હૅમ્લેટ : ભવતી ! આપના અંકમાં બેસું હું ?

[ ઓફેલિયાના પગ આગળ લાંબો થઇ બેસે છે.

ઓફે : ના મહારાજ !

હૅમ્લેટ : તો મારૂં મસ્તક અંક ?

ઓફે : જી મહારાજ !

હૅમ્લેટ : હું પ્રાકૃત છું એમ વિચારે છે ?

ઓફે : હું તો કંઇ નથી વિચારતી મહારાજ !

હૅમ્લેટ : એ તો સારો વિચાર છે સૂવું કુમારિકા તણા પગ પાસે.

ઓફે : શું સારો છે મહારાજ ?

હૅમ્લેટ : કંઇ નહી.

ઓફે : ગેલમાં છો મહારાજ !

હૅમ્લેટ : ઇશ્વર તો છે નાચ પૂતળાં બનાવર એટલે છૂટકો થાય મજા વિના કોઈ પણ મનુષ્યને ; જો માતા મારી કેવી આનંદી દેખાવ ને પિતા હજી મર્યા કલાક બે ઉપર !

ઓફી : ના મહારાજ ! ચાર તો માસ થયા.

હૅમ્લેટ : ખરેજ આટલો બધો સમય થયો ? તો ભલે શેતાન પ્હેરતો કાળો પોશાક. મારે માટે તો હવે લપ્પા તણો સાજ. રે પ્રભુ ! મૃત્યુને બેજ મહિના થયા છતાં હજી ના ભૂલાયા ? ખરે હવે આશા રખાય કે મહા પુરૂષની સ્મૃતિ તાજી રહે એના મૃત્યુ પછી અર્ધેયે વર્ષે, પણ તે પછીને માટે તો એણે મંદિરો બાંધવાં, નહી તો કોઈ એને સંભારશે નહી પેલા ક્રીડાશ્વની જેમ, જેના મરણ પછી લખાયો મૃત્યુ લેખ કે 'હાય ! રે હાય ! એ ગયો ભુલાઇ અશ્વ ખેલનો !'

[ રૂપધરો આવે છે.
મૂક નાટક થાય છે.

[ એક રાજા અને રાણી પ્રેમ કરતાં આવે છે: રાણી રાજાને ભેટે છે, રાજા રાણીને. રાણી ઘુંટણીએ પડી જાણે પ્રેમ વિશે એકરાર કરતી હોય તેમ વર્તે છે. રાજા એને ઉઠાડે છે. એના ખભા પર મસ્તક મૂકે છે, પછી એક ફુલના મંડપમાં સૂવે છે. એને ઉંઘમાં જોઈ રાણી જાય છે. થોડીવારમાં બીજો પુરૂષ આવે છે. રાજાના મસ્તક પરથી મુગટ લે છે અને ચૂમે છે; અને પછી રાજાના કાનમાં ઝેર રેડે છે અને જાય છે. રાણી પાછી આવે છે ત્યાં રાજાને મૃત્યુવશ જુએ છે; અને પછી પોતાનો શોક દાખવે છે. ઝેર આપનાર, એક બે બીજા પુરૂષો સાથે આવે છે અને રાણીના શોકમાં સામેલ થવાનો ઢોંગ કરે છે. મૃત દેહને લઇ જવામાં આવે છે. ઝેર આપનાર, રાણીને ભેટો આપીને એનો પ્રેમ જીતવાનો પ્રયાસ કરે છે.

શરૂઆતમાં એ આનાકાની કરે છે. પરંતુ છેવટે એનો પ્રેમ સ્વીકારે છે. ]

[ રૂપધરો જાય છે.

ઓફે : શો અર્થ આનો મહારાજ !

હૅમ્લેટ : કૌટિલ્ય કુળજાતણું. અનર્થ એટલે ખરે.

ઓફે : આ મૂક દશ્ય તો કદાચ નાટકનો સારાંશ હશે.

[ સૂત્રધાર આવે છે.

હૅમ્લેટ : જાણશું આની પાસથી. નટો તો મૂક ના રહી શકે એ તો બધુંજ કહી દે.

ઓફે : આ દશ્ય શું હતું તેયે કહેશે ?

હૅમ્લેટ : હા અને દશ્ય કોઇયે દરશાવો તમે; ન જો શરમ દરશાવવા તમને, ના એને પણ જરાયે એનો અર્થ કહેવામાં

ઓફે : રે ખરાબ તમે તો છો બહુ ખરાબ નાટક હું જોઇશ.

સૂત્રધાર : પ્રાર્થું પરિષદને હું, જોડી દ્વય હસ્ત, સદય ભાવે કે સુણજો ધીરજ ધારી, કરુણામય જે નાટ્ય, અમારૂં આ[૧]

[ જાય છે.

હૅમ્લેટ : આ તે પ્રસ્તાવના છે કે મુદ્રાલેખ ?

ઓફે : ખરે ટુંકું મહારાજ !

હૅમ્લેટ : નારીના પ્રેમ શું. [ બે નટો રાજા રાણીના વેશમાં આવે છે.

---

૧ ગીતિ.

વેશ. રાજા : સવિતા દેવના રથે, કીધી ત્રીસ વેળા આજે[1]
પ્રદક્ષિણા વરૂણને વસુધા પ્રદેશની;
દ્વાદશત્રિંશતો શશી, ઝીલતો રવિ તેજને
પૃથ્વી આસપાસ ઘૂમ્યો, સમય ત્યાંથી માડી,
જે વેળા આ કામદેવે હૃદય ગુંથ્યાં આપણાં
અને સમક્ષ અગ્નિની હસ્તે હસ્ત તો મળ્યા.

વેશ. રાણી : ચંદ્રસૂર્ય પ્રદક્ષિણા ફરો હજીયે વર્ષ તો
એટલાં અને ત્યાં સુધી અમ પ્રેમ તો રહે.
પણ હાય! તમે એવા અસ્વસ્થ રહો હમણાં
આનંદથી દૂર અને ના પૂર્વ જેવા ખરે
કે વિશ્વાસ ના તમારો. છતાં ઉદ્વિગ્ન ના થશો
અણ વિશ્વાસથી મારા રે તમે તો; કેમ કે
સ્ત્રીના પ્રેમ અને શંકા પરિમાણે સમાન છે,
અભાવમાં હો પછી કે હો અતિરેકમાં તો.
પ્રેમ મારો કેવો તમે જાણો સિદ્ધ જે કીધો છે
ને પ્રેમ જે પ્રમાણમાં એટલો સંદેહ તો.
પ્રેમની અવધિ ના, જ્યાં, ભયદા છે અણુ શંકા,
સંદેહ વૃદ્ધિ પામે ત્યાં, પ્રેમની ઉત્કૃષ્ટતા.

વેશ. રાજા : પ્રિયે! હવે સત્વર છે જવાનું[2]
તજી તને, શક્તિ શરીરની સૌ
હણાઇ ચાલી. જગ આ સુરમ્યે,
રે તું રહે પૂજિત વલ્લભા તો
સહુતણી. સંભવ છે વળી કે
મળે કદા પ્રેમલ નાથ અન્ય —

૧ મનહર છંદ. ૨ ઉપજાતિ.

**વેશ. રાણી :**

શાંત ! અરે પાપ વિશેષ એ તો
હું સાંભળું. પ્રેમજ અન્ય માટે
હૃદે ધરૂં દ્રોહ ગણાય મોટો.
શાપો હજારો શિર વર્ષજો રે
હું નાથ જો અન્ય કરૂં ભવે આ.
દ્વિધા કરે લગ્નજ જે, વરે એ
ઘાતિ પતિ આદિ તણો અવશ્ય.

**હૅમ્લેટ :** (સ્વગત) હળાહળ ! હળાહળ !

**વેશ. રાણી :**

દ્વિતીય એ લગ્ન તણો ખરે છે
કો દુષ્ટ તો હેતુ બચાવ માટે
એ દ્રવ્યનો, પ્રેમતણો જરા ના.
ઘાતી ફરીવાર બનું પતિની
જો અન્ય સ્વામી ચુમતોજ શય્યે.

**વેશ. રાજા :**

વિશ્વાસ તો છે મુજને નિશંક
જે બોલતી તું તુજ ભાવના એ.
તોયે ઘણી વેળ મનુષ્ય તોડે,
એ નિશ્ચયો આત્મ તણાં. અરે છે
ગુલામ એ હેતુ સ્મૃતિ તણો ને
આવેશમાં જન્મજ જે તણો છે
પરંતુ ના છે બળવાન જે, ને
અપક્વ એ તો ફળ જેમ ચોંટે
એ વૃક્ષને, પક્વ થતા પરંતુ
વિના હલાવે પડતુંજ ભોંયે,
છે એમ એનું. અનિવાર્ય રે છે
ભૂલી જવું એ ઋણ આપવું જે

સ્વપ્ને સ્વને. નિશ્ચય ઊભરામાં
કરેલ આવેશ તણાં, શમે જ્યાં
આવેશ, એ નિશ્ચય, નષ્ટ થાયે.
આનંદ ને શોક તણાંજ જોમે
કરેલ જે, નષ્ટ થતું શમે જ્યાં
એ ભાવ. માણે વળી મોદ હર્ષ
જ્યાં, દુઃખનોયે પરિતાપ ત્યાં છે.
શકે હસી જે અણુ કારણે, એ
રડી શકે. શાશ્વત વિશ્વ ના છે
આ, ને ન આશ્ચર્ય કશું ફરે જો
એ પ્રેમ આ ભાગ્ય ફરેજ ત્યાં તો.
થયું સમાધાન હજીય ના તો
એ પ્રશ્નનું કે અનુરાગ ખેંચે
સુભાગ્ય, ખેંચે અથવા સુભાગ્ય
તો પ્રેમને. જ્યાં પડતી મહા કો
મનુષ્યની થાય, અલોપ થાયે
સૌ મિત્ર એના, ધનહીન તો જ્યાં
ચઢે, બને એ સહુ શત્રુ, મિત્રો.
અદ્યાપિ તો પ્રેમ વરે સુભાગ્ય.
જ્યાં ન્યૂનતા ના ન અભાવ છે ત્યાં
તો મિત્રનો, ભાગ્યવિહીન જે, જો
અસત્ય કો મિત્ર તણી અપેક્ષા
કરે, બને શત્રુ નિશંક એ તો.
અલં. કહેવા શરૂઆતમાં જે
માંડયું કરૂં પૂર્ણ. જતાં અમારી
ઇચ્છા અને દૈવ વિરૂદ્ધ પંથે,
ઊંધા પ્રયત્નો પડતાજ સૌ તો.

વિચાર તો છે પણ સિદ્ધિ એની
છે હાથમાં ના અમ. ધારતી કે
સ્વામી કરે અન્ય ન તું, પરંતુ
વિચાર તો એ મૃત થાય સર્વે
ખરેજ સ્વામી મૃત સાથ તારા.

વેશ. રાણી : વસુંધરા ના આપજે અન્ન તો મને અને ઓ[1]
દિવ્ય લોક! પ્રકાશ ના રે આપજો તમે તો.
શ્રદ્ધા અને આશા બનો નિરાશા, ને કારાગૃહે,
અન્ન જે ફકીરનું એ કર્મમાં મને મળો.
આપદાઓ શ્યામ કરે જ્વલંત મુખ હર્ષનું
શિરે મારા પડો અને નષ્ટ કરો સુખને.
અહીલોકે પરલોકે ક્લેશ સદા સાંપડો જો
વિધવા બની એકદા વધુ હું બનું ફરી.

હૅમ્લેટ : હવે વચન તોડે તો ?

વેશ. રાજા : રે આકરા સોગન આ પ્રિયે! જા[2]
તું, શ્રાન્ત આત્મા મુજ; ઇચ્છતો હું
નિદ્રાવિશે એ શ્રમ ટાળવાને.
[ ઊંઘે છે.

વેશ. રાણી : નિદ્રા ઝુલાવે તુજ ચિત્ત. તોડે
દુર્દૈવ ના જોડ કદા અમારી.
[ જાય છે.

હૅમ્લેટ : માતા! નાટક કેવું છે ?

રાણી : બાઈજી તો મને લાગે નકાર ભણતી બહુ.

---

૧ મનહર છંદ. ૨ ઉપજાતિ.

હૅમ્લેટ : બોલેલું પાળશે એ તો.

રાજા : જાણે છે શું વસ્તુ છે એમાં? નથીને દોષ એ વિશે!

હૅમ્લેટ : ના, ના, ના ખેલ આ તો છે. ખેલમાં ઝેર આપતા,
દોષ એમાં કશો નથી.

રાજા : ખેલ કોને કહે છે તું?

હૅમ્લેટ : એ ફૂટ યુક્તિને કહું. કેમ! એ તો રૂપકમાંજ તો.
વીએના ખૂનનો આ નાટય સાક્ષાત્કાર કરાવતું.
ગોન્ઝાગો ઉમરાવનું નામ છે; નામ સ્રીતણું છે
ઍપટીસ્ટા; તમે જોશો વળી કપટમય યુક્તિ એ.
તેમાં છે શું! મહારાજ અને અમે મન જે તણું
નિર્દોષ, દરકાર શી છે આપણે? ચમકે ભલે
પર્યાણ ઘર્ષણે અશ્વ ઘાયલ. પીઠ અમારી તો
પીડા રહીત છે. [લુશીએનસ આવે છે.
લુશીએનસ આ ભત્રિજો રાજાનો.

ઓફે : રે મહારાજ! સારતા આપ ગરજ સૂત્રધારની.

હૅમ્લેટ : હું તો સૂત્રધાર બની તારી અને તારા પ્રણયી
વચ્ચે પ્રેમનું સૂત્ર ધારૂં જો નાયિકા અને નાયક
પ્રેમમાં ખરેજ મસ્ત.

ઓફે : તીક્ષ્ણ બુદ્ધિ મહારાજ! છો તીક્ષ્ણ બુદ્ધિ
આપ તો.

હૅમ્લેટ : કરવા તીક્ષ્ણતા મુજ દૂર તને એક નિશ્વાસ
બેસશે.

ઓફી : આ તો એથીયે સારૂં ને ખરાબ.

હૅમ્લેટ : પતિમાંયે તમારે તો એજ જોવાનું છે. ખૂની!
ચાલ તું આરંભ કર. મૂક ચાળાઓ કર શરૂ;
ચાલ. 'આરટતો વેર કાજ તો કૃષ્ણ કાક રે.'

લુશીએનસ : કૃષ્ણ વિચારો હસ્તો એ તત્પર, દ્રવ્ય યોગ્ય છે[1]
સમય અનુકૂળ ને સાધી ના દૃષ્ટિ કોની.
મિશ્રણ કાતીલ બન્યું કાળ રાતે કાળિકાનું
મંત્રેલું ત્રણ વાર ને ત્રણ વાર ઝેરી જે.
ચમત્કાર સહજમાં છે દારુણ ગુણ જેનો
કે સ્વાસ્થ્ય શરીરનું હણતું તત્કાલ તો.

[ ઉંઘતા રાજાના કાનમાં ઝેર રેડે છે.

હૅમ્લેટ : આપતો ઝેર બાગમાં, રાજ્યને કાજ; નામ છે
ગોન્ઝાગો એનું. વાત છે પ્રચલિત આજેયે
શિષ્ટ ઈટાલીયનમાં જે લખાઈ. જુઓ હવે
ગોન્ઝાગો પત્નીનો પ્રેમ ખૂની કેમ મેળવે છે.

ઓફી : મહારાજ! અરે ઉઠયા.

હૅમ્લેટ : મિથ્યા આ તોપથી બીધા?

રાણી : આમ કેમ છો મહારાજ?

પોલો : રહેવા દો નાટક જોવું.

રાજા : પ્રકાશ ઝટ!

---

૧ મનહર.

પોલો : હો પ્રકાશ ! પ્રકાશ હો !

[ હૅમ્લેટ, હોરેશિયો સિવાય બધા જાય છે.

હૅમ્લેટ :
છોને રડતું મૃગ છે ઘણું આર્ત જે
ખેલે હરણું ઘણું જે રહીત છે.
જાગે જન રક્ષણ કાજ કો'ક, ને
ઉંઘે જન કો, ક્રમ એમ વિશ્વનો.[1]

[2]રીસાઈ જાય લક્ષ્મી તો, આ અને વેશ ફાંકડા જે નટો ધારે, મને નાટક કંપની વિશે ભાગીદાર તો બનાવેને ? મહેરબાન શું કહો ?

હોરે : અરધ ભાગ તો આપે.

હૅમ્લેટ : ના આખો.

રે જાણ સખા પ્રિય ! એજ રાજ તો[3]
[4]દેવેન્દ્ર વિહીન બનેલ આજ તો
સિંહાસન ઉપર એજ દુર્લભ
કો એક વિરાજત મૂર્ખ – કાગડો.

હોરે : આપ પ્રાસ તો મેળવી શકયા હોત ![5]

હૅમ્લેટ : હોરેશિયો ! અરે શબ્દ એ ભૂતનો હું હજાર રૂપિયાનો ગણું. તેં જોયું ?

હોરે : બરોબર મહારાજ !

હૅમ્લેટ : વાત ઝેર વિશે આવી ત્યારે ?

---

૧ ઈન્દ્રવંશા. ૨ હૅમ્લેટની યુક્તિ સફળ થઇ તેનો ઉશ્કેરાટ આ આખા પ્રવેશમાં હવે પછી જણાય છે. ૩. ઈન્દ્રવંશા. ૪ આમાં હૅમ્લેટ પોતાના પિતાનો ઉલ્લેખ કરે છે. ૫ 'કાગડો'ને બદલે 'ગર્દભ' મૂકી શક્યા હોત એમ હોરેશિયો ટકોર કરે છે.

હોરે : એ તો ચોક્કસ મેં જોયું.

હૅમ્લેટ : ઓહો સંગીત ! સંગીત ! બોલાવો વાદ્યકારોને.
ના જો ગમે રાજનનેજ હાસ્ય
પ્રભો ! ભલે ના ગમતુંજ લાસ્ય–
અરે સંગીત ! સંગીત !

[ રોઝન. ગીલ્ડન. આવે છે.

ગીલ્ડ : મહારાજ ! મને રજા છે એક વાત કહેવાની ?

હૅમ્લેટ : રે આખોયે ઈતિહાસ.

ગીલ્ડ : રાજાજી તો મહારાજ ! —

હૅમ્લેટ : અરે હા એમનું શું છે ?

ગીલ્ડ : એમના આવાસે ખૂબ અસ્વસ્થ છે.

હૅમ્લેટ : સુરાપાનથી ?

ગીલ્ડ : ના મહારાજ ! એમનું પિત્ત ઉકળ્યું છે.

હૅમ્લેટ : ડહાપણુ જણાત જો તમે કોઇ દાકતર પાસ ગયા હોત. હું જો જુલાબ આપું તો પિત્ત વધુ ઉકળશે.

ગીલ્ડ : સંભાષણુ મહારાજ ! વ્યવસ્થિત કરો. અને મારી મુદ્દાની વાત ના ઉડાવો આવી રીતે.

હૅમ્લેટ : હું શાન્ત છું હવે, બોલ.

ગીલ્ડ : રાણીજી માત આપના સંતપ્ત છે અને મને અહીં આપને તેડવા મોકલેલ છે.

હૅમ્લેટ : તને સ્વાગત આપુ છું.

ગીલ્ડ : ના મહારાજ! આ સૌજન્ય તો સુશીલ. આપ જો સીધો ઉત્તર આપશો તો આપ માતા તણી આજ્ઞા કહું. નહી તો ક્ષમા પ્રાર્થી હું પાછો જઇશ.

હૅમ્લેટ : આપી શકું ના સાહેબ!

ગીલ્ડ : શું મહારાજ!

હૅમ્લેટ : સીધો ઉત્તર. બુદ્ધિ આ તો છે રોગગ્રસ્ત મારી. પણ ઉત્તર હું આપું આજ્ઞા જેમ કહે તારી અરે મુજ માતાની કહે તેમ. માટે અલં વિશેષ. શું કહે છે મારી માતા—

ગીલ્ડ : માતા કહેવડાવતાં કે આશ્ચર્યમૂઢ ને વળી વ્યાકુળ છે એ આપના વર્તનથી.

હૅમ્લેટ : અદ્ભુત પુત્ર! માતાને કરે આશ્ચર્યમૂઢ જે. ઉત્તર ભાગ ના કશો માતૃ આશ્ચર્યનો? કહે.

રોઝન : આપ શય્યામાં પધારો તે પહેલાં ઇચ્છતાં આપની સાથે કંઈ વાત કરવા એમના ખંડમાં.

હૅમ્લેટ : એ આજ્ઞા પાળશું અમે. દશ હજાર વાર એ અમારી માતા હોય તોયે. છે અન્ય કો વ્યવહાર મારી સાથે?

રોઝન : મહારાજ! એક વેળા ચાહતા હતા તમે મને?

હૅમ્લેટ : હજી પણ ખરેજ, ખાઉં એ હાથના સમ.

રોઝન : તો મહારાજ! કારણ શું અસ્વાસ્થ્યતણું
આપના? આપ સ્વાતંત્ર્યને તાળું મારતા, મિત્ર
પાસે જો હૈયું ઉઘાડી ના શકો.

હૅમ્લેટ : મુજ પ્રગતિ માટે રે ના અવકાશ દીસે.

રોઝન : અરે ના હોય એમ તો. વચન ખુદ રાજાને
આપ્યું છે કે એમના પછી ગાદી વારસ તો આપજ
છો ડેન્માર્કના.

હૅમ્લેટ : મહેરબાન! હા પણ ઉગે છે તૃણ તાં સુધી[1]
કહેવત એવી કંઇ છે પુરાણી.

[ નટો વાદ્યો સાથે આવે છે.

વાદ્યો આવ્યાં! મને જોવા આપો એક.

[ વાદ્ય લે છે. રોઝન. ગીલ્ડન.ને બાજુપર

તમને પૂછું ખાનગીમાં તમે કેમ મારી પાછળ
પડયા છો. શું મને જાળમાં સપડાવવા માગો છો?

ગીલ્ડ : રે મહારાજ! કર્તવ્ય ધૃષ્ટ મને બનાવતું.
ખરેજ પ્રેમ ખાતર આપના એ અસભ્યતા.

હૅમ્લેટ : ના હું તો સમજું. વગાડશો આ વાદ્ય?

ગીલ્ડ : ના આવડે મહારાજ!

હૅમ્લેટ : હું વિનવું.

ગીલ્ડ : ખરે કહું ના આવડે.

---

૧ અંગ્રેજીમાં જૂની કહેવત છે કે ઘાસ ઊગતું હોય ત્યાં લગી તો ઘોડો ભૂખે મરે. હૅમ્લેટના કહેવાનું તાત્પર્ય એ કે રાજા થાય ત્યાં લગી હૅમ્લેટનું શું?

હૅમ્લેટ : રે આજીજી કરૂં.

ગીલ્ડ : ના સ્વરભેદ હું જાણું મહારાજ !

હૅમ્લેટ : અરે સહજ છે એ તો અસત્ય બોલવા જેવું. અંગુલિઓ વડે અને અંગુષ્ઠ સ્પર્શથી આ સહુ રંધ્રો નિયંત્રવાં અને શ્વાસ અંદર ફુંકવો. તમે જુઓ પછી કેવો સંગીતનો અસ્ખલિત પ્રવાહ વહેશે. જુઓ છો ને આ રંધ્રો ?

ગીલ્ડ : સ્વર માધુર્ય આમાંથી ના કાઢી શકું. મારામાં એવી કળા નથી.

હૅમ્લેટ : જુઓ ત્યારે તમે કેવો નિર્માલ્ય ગણતા મને. મને તો તમે રમાડવા માગો છો. મારાં તો જાણે બધાંજ છિદ્ર તમે જાણતા. ભેદ અંતરનો મુજ ગુહ્ય તે કાઢવા મથો. છેક ઉપરથી લઇ નીચેના સુર મારા તો છેડવા મથો; અને લઘુ આ વાદ્યમાં કેવું મીઠું સંગીત છે; વળી શી સુરાવટ મંજુલ, તે છતાં ના એને બોલાવી શકો. રે ધિક્ આ વેણુથીયે તો મને સુગમ ગણો બજાવવો ? રે મને ગમે તે વાદ્ય ધારજો, આઘાત[૧] સ્પર્શથી તમે કરશો પણ ના કદાપી તો વગાડી શકશો મને.

[પોલોનિયસ આવે છે.

પ્રભુના આશીર્વાદ તમને.

પોલો : રાણીજી તો મહારાજ ! ઝટ બોલાવતાં.

૧ અહીં આઘાત ને વગાડી શકશો એ દ્વિઅર્થમાં છે.

હૅમ્લેટ : દેખે વાદળ આ પેલું ઉષ્ટ્ર આકારનું ?

પોલો : હા ! હા ! ખરેજ એ તો છે ઉષ્ટ્ર આકારનું.

હૅમ્લેટ : નોળિયા સરખું લાગે.

પોલો : હા પીઠ નોળિયા જેવી ખરેજ છે.

હૅમ્લેટ : કે મગર મત્સ્ય જેવું ?

પોલો : મગર મત્સ્ય જેવુંજ ખરે.

હૅમ્લેટ : વારૂ માતા સમક્ષ હું આવું છું ક્ષણવારમાં. મને કેવો મૂર્ખ બનાવતા આ લોકો ! ક્ષણવારમાં આવું છું.

પોલો : હું જણાવીશ એમને.

[ પોલો જાય છે.

હૅમ્લેટ : કહેતું ક્ષણવારમાં સહેલું છે. જશો તમેયે મિત્રો ?

[ હૅમ્લેટ સિવાય બધા જાય છે.

નિશા તણો કાળ કરાલ આ છે,[1]
સ્મશાન જાગે મુખ ઘોર ફાડી.
ઉચ્છવાસ આવે નરકેથી ઝેરી
આ લોકમાં; શોણિત પી શકું હું
રે આ સમે ઉષ્ણ; કૃત્ય કરૂં ને
શું ક્રૂર, કંપે દિન જોઈ એ તો.
શાન્તં હવે માતા સમક્ષ જાઉં

૧ ઉપજાતિ.

હે ચિત્ત! ભૂલીશ ના તું સ્વભાવ
તારો. રખે અંતરમાં પ્રવેશો
આત્મા નિરોનો,[૧] મુજ નિશ્ચલે આ.
હું ક્રૂર થાઉં ન અમાનુષી તો.
કટાર તો તીક્ષ્ણજ મારવી છે
રે શબ્દની, ના પણ લોહની તો.
જીહ્વા અને અંતર મધ્ય દંભ
વિરોધનો છો. વચનો ભલે હું
કહું ઉપાલંભ તણાં ન એને
આકાર કો અંતર! આપવો છે.



૧ રોમનો ક્રૂર રાજા. રોમ બળતું હતું ત્યારે એ સારંગી વગાડતો હતો.

## અંક ત્રીજો
## પ્રવેશ ત્રીજો

[કીલ્લાના એક ખંડમાં. રાજા, રોઝનક્રાંટ્ઝ ને ગીલ્ડનસ્ટર્ન આવે છે.

રાજા : ના મને ગમતો એ તો. ને સુરક્ષિત ના ગણું
હું આપવી લગામ તો ઘેલછાને, તમે ભલા
થાવ તૈયાર. હું કાઢું હુકમ આંગ્લ દેશમાં
જવા કાજ તમારે, ને સાથમાં તમ એ જશે.
ના નૃપ સ્થાન કાજે એ ભય અંતિક ક્ષમ્ય છે
એની તો ઘેલછા તણો.

ગીલ્ડ : રક્ષક બનશું અમે એ ધાર્મિક પવિત્ર તો
ચિંતા તણા, અરે લોક કલ્યાણ કાજ એ ખરે,
જે અવલંબતું વળી મહારાજ પરે સદા.

રોઝન : વ્યક્તિ જીવનને મળે રક્ષણ કે અનર્થની
સામે, બખ્તર જે તણું, નિજ માનસ છે ખરે;
પરંતુ જીવ એ, જેના કલ્યાણ પર તો નભે
આધાર, જીંદગી અને અનેકના વિશેષ તો
એ રક્ષવું ઘટે ખરે. વળી મૃત્યુ નૃપાલનું
ના મૃત્યુ વ્યક્તિનું, પણ એ જલાવર્ત જેમ તો
આકર્ષે નિકટવર્તી જે અનેકને; મહાન ને
સ્થૂલ એ ચક્ર જેમ કો, ઉચ્ચમાં ઉચ્ચ શૃંગ તો
ગિરિતણાં પરે, ગુરૂ આરાઓ સાથ જે તણાં
દશ હજાર તો બાંધ્યા લઘુ પદાર્થ; તે થકી
જો એ પડે, વિનાશની સાથે આ ભવ્ય, વસ્તુ સૌ
લઘુને પણ થાય છે હાનિ અંતે; નૃપાલ, ના
નિશ્વાસે એકલો નાખી શકે, બને અરે સહુ
લોકનો આર્તનાદ એ.

રાજા : સજ્જ થાઓ કૃપા કરી. શીઘ્ર સફર કાજ આ;
ભયને શૃંખલા વડે બાંધશું આજ છૂટથી
અબદ્ધ જે ફરે અરે.

રોઝન :
ગીલ્ડન: અમે સત્વર તૈયાર થશું.

[ રોઝન. ગીલ્ડ. જાય છે.
પોલોનિયસ આવે છે.

પોલો : મહારાજ ! જતા નિજ, એ માતૃખંડમાં, અને
પડદા પાછળે રહું છુપો સાંભળવા સહુ;
મને વિશ્વાસ પૂર્ણ છે ખરી વાત કઢાવશે.
ને કહ્યું જે યથાર્થ છે આપે, કે યોગ્ય સાંભળે
માતા સિવાય ઇતર કો જન ગુપ્ત રીત એ,
માતૃસ્વભાવ તો હોય પક્ષપાતીજ કારણે.
મહારાજ ! પ્રણામ આ જાઉં છું. આપ તો થશો
નિદ્રાધીન પહેલાં તે આવી કહીશ જે બન્યું.

રાજા : ઉપકાર મહાશય ! [ પોલોનિયસ જાય છે.
શો ધૃણાવહ આ મુજ છે અપરાધ ! ગંધ તો
એની સ્વર્ગ સુધી પ્હોંચી. ભ્રાતનું ખુન શાપ છે
પૂર્વનો, જ્યેષ્ઠ ભ્રાતના ઘાતનો.[૧] પ્રાર્થના કરી
ના શકું, રુચિતો મારી સંકલ્પ સમ તીવ્ર છે.
વિશેષ બળવાન આ દોષથી, હારતો દૃઢ
સંકલ્પ મુજ, ને જેમ મનુષ્ય જે પ્રવૃત્ત છે
બે કાર્યમાં, વિમાસણ મનેયે થાય કે કરૂં
પ્હેલું હું કયું ને બન્ને કીધા વિણ રહે પડી.

---

૧ ખ્રીસ્તી ધર્મગ્રંથમાં ઉલ્લેખ છે કે પ્હેલો માનવ આદમ તેને બે પુત્ર એબલ અને કેન. કેને એબલનું ખૂન ગધેડાના જડબાના હાડકાંથી કર્યું હતું.

બળ્યા આ હાથની પરે, ભ્રાતૃ શોણિતનો હશે
બાઝેલ સ્તર તો ધાડો, શું ના પ્રભુ કૃપાલુની
પાસે છે જલ. વર્ષાવી, હિમશો નિષ્કલંક જે
એને કરે? દયાનો ના એ ગુણ, સંમુખે જઇ
દોષની, કરતી નષ્ટ એને? ને પ્રાર્થના વિશે,
શું ના દ્વિશક્તિ છે રહી, બચાવે પાપથી, અને
ક્ષમા આપે પડે જો એ પાપમાં? મુજ મસ્તક
રાખું ઉન્નત. દોષ એ ગયો. રે પ્રાર્થના પણ
કઇ રીતે કરૂં હું તો? "ક્ષન્તવ્ય દુષ્ટ આ હત્યા?"
શક્ય ના એમ તો અરે. જ્યાં સુધી મુજ પાસ છે
આ સૌ જે કાજ મેં હત્યા છે કરી, રાજ્ય લોભ ને
મુજ રાણી. મળે ક્ષમા એ દોષ કાજ જો રહે
પાસે એ ફળ દોષનું? મલિન આ પ્રવાહમાં
સંસારના, સુવર્ણથી લેપિત હસ્ત દોષનો
ન્યાયને તો ધકેલતો એક બાજુ; અનેકદા
અનુભવેલ છે, દુષ્ટો ન્યાયનેય ખરીદતા
મૂલ્ય આપી. પરંતુ ના શક્ય આ પરલોકમાં;
ના શક્ય ત્યાં પ્રતારણા. કૃત્ય પ્રત્યક્ષ રૂપમાં
દેખાય ને બળાત્કારે સાક્ષી પણ થવું પડે
આપણે નખથી શિખ દોષો સાથે. પછી રહે
શું? શું કરૂં હવે હું તો? પશ્ચાતાપ કરી શકે
કશું? શું ના કરે એ તો? પશ્ચાતાપ પરંતુ જો
રે નવ થાય તો મને? શી હતભાગ્ય આ સ્થિતિ!
મૃત્યુ શાં કૃષ્ણ એ મુજ હૃદય! જાળબદ્ધ એ
આત્મા! તું છૂટવા મથે જેમ, વિશેષ તો મહીં
લપટાતો! સહાય એ દેવો! પ્રયત્ન તો કર.
દુર્દમ મુજ ઘુંટણો! નમો. હૃદય લોહના!

તું એ થા નવ બાલના સ્નાયુ શાં મૃદુ ! રે થશે
સહુ સારું જ અંતમાં. [ અંદર જઇ પ્રાર્થના કરવા ઘુંટણે પડે છે. હૅમ્લેટ આવે છે.

હૅમ્લેટ : [1]ખચાક પળ આ, કરે સ્તવન એ, અને વેરનો
પ્રશાન્ત મુજ આગ્ન થાય. પણ આ ઘટે શોચવું
ખરે. મુજ પિતા હણાય શઠથી અને એક હું
સુપુત્ર, શઠનેજ આ, સ્વરગમાં વળી પાઠવું ?
અરે કય ન વેર આ. વધ પિતા તણો કીધ છે
દયાવિણ જરા, હતા જીવનના સુમધ્યાહ્નમાં
વળી દુરિત કર્મમાં રતિ હજી. અને કોણ તો
હિસાબ, સહુ દુષ્ટના પુનજ પાપનો જાણતું
સિવા પ્રભુ ? વિચારતાં સહુ પરિસ્થિતિ લાગતું
વિશેષ નમતું દુરાચરણ બાજુ પાસું તુલા
તણું. પણ ગણાય વેર મુજ ચૂકતું, જે સમે,
નિજાત્મ કરતો પવિત્ર અનુતાપથી, જે થકી
બને મરણયોગ્ય એ, સમય એ હણું જો ખરે ?
નહીજ. અસિ મ્યાન થા. સમય શોધ કો કુત્સિત
પડેલ રતિમસ્ત ભ્રષ્ટશયને વ્યભિચારના,
જુગાર રમતો, કુશબ્દ વદતો વળી કૃત્ય કો
કરંત અથવા ન મોક્ષ મળવા પણું જે થકી,
સમેજ કર ઠાર એ. ગગનોન્મુખી તો થશે
દ્વિપાદતલ એ તણાં, નરક જેમ, જ્યાં એ જશે
બને તિમિર આત્મ શાપિત.
અરે જુએ વાટ મા.
ન રોગ, ઉપચાર આથી મટશે, વિલંબાય એ.

---

૧ પૃથ્વીછંદ.

રાજા : (ઉઠતાં) શબ્દ તો ઉચ્ચગામી છે નીચે તો ધ્યાન આ રહે;
વિચાર વિણ શબ્દો તો સ્વર્ગે જાય કદાપિ ના.



## અંક ત્રીજો
## પ્રવેશ ચોથો

[રાણીનો ખંડ. રાણી તથા પોલો-
નિયસ આવે છે.

પોલો : આવે છે હમણાંજ એ. ને સંભળાવજો તમે
ખૂબજ ને કહેજો કે ચેષ્ટાઓએ ખરે હદ
વાળી. અસહ્ય એ હવે. રાણીજી આપ છો વળી
એ રાજકોપની સામે ઢાલ જેવાં બચાવતાં
એમને. હું રહીશ ત્યાં છુપાઇ. સમજાવજો.

હૅમ્લેટ : (અંદરથી) મા ! મા ! મા !

રાણી : વિશ્વાસ રાખજો, મુજ કાજ ના ભય. સાંભળું
આવતાં. જાવ અંદર. [પોલો પડદા પાછળ સંતાય છે.
હૅમ્લેટ આવે છે.

હૅમ્લેટ : કેમ મા કેમ શું થયું ?

રાણી : હૅમ્લેટ ! અપમાન્યા તેં તુજ પિતા ખરે બહુ.

હૅમ્લેટ : માતાજી ! અપમાન્યા છે મુજ પિતા તમે બહુ.

રાણી : ચલ ચલ જવાબ આ લવારો વ્યર્થ જીભનો.

હૅમ્લેટ : જાવ જાવ સવાલ આ લવારો દુષ્ટ જીભનો.

રાણી : હૅમ્લેટ ! આ વળી શું છે ?

હૅમ્લેટ : કેમ શું છે વળી ?

રાણી : ભૂલ્યો હું કોણ છું અરે ?

હેમ્લેટ : સમ આ ક્રોસના[૧] નથી ભૂલ્યો રે કોણ છો તમે.
તમે રાણી અને પત્ની પતિના ભ્રાતના વળી
અને—રે પ્રભુ ! ના હોત—મારાં તો જનની તમે.

રાણી : ઠીક તો મોકલીશ, જે સાથે સુરીત બોલશે.
[ ઉઠવા જાય છે.

હેમ્લેટ : આવો આવો અરે બેસો. ના ખસી શકશો તમે.
જવા દઉં ન હું તો જ્યાં સુધી દર્પણને ધરી
અંતરાત્મા બતાવું ના તમારો તો ખરેખરો.

રાણી : શું કરશે મને ! મારૂં ખૂન તો કરશે નહી !
દોડો દોડો અરે દોડો.

પોલો : (પડદા પાછળથી) દોડો દોડો અરે દોડો.

હેમ્લેટ : (તરવાર ખેંચી) કોણ ? ઉંદરડો ? મર્યો
રે મર્યો ઠાર આ ક્ષણે.
[ તરવાર પડદામાં ભોંકે છે.

પોલો : (પાછળથી) મરાયો હું. [ પડે છે ને મરી જાય છે.

રાણી : અરે રે ! હાય ! શું કર્યું ?

હેમ્લેટ : ના જાણું, કોણ રાજા છે ?

રાણી : રે કેવું અવિચારી ને ઘાતકી કૃત્ય આ તુજ !

હેમ્લેટ : ઘાતકી કૃત્ય ! રે એ તો છે એટલુંજ ઘાતકી
રાજાને હણવો લગ્ન કરવાં ભ્રાત સાથ તો.

---

૧ ખ્રીસ્તીઓની પવિત્ર સંજ્ઞા.

રાણી : રાજાને હણવો ?

હૅમ્લેટ : ભવતી ! એજ મેં કહ્યું. [ પડદો ખસેડે છે અને પોલો.ને જુએ છે.

રે નીચ ધૃષ્ટ ને મૂર્ખ પંચાતખોર ! આવજે !
રાજા ધાર્યો તને મેં તો. તારૂં નસીબ; ને અહીં
તુજ હોવું બતાવે છે ભય. (રાણીને) રે બંધ તું કર
આ હાથ ચોળવા. શાન્ત બેસ હૃદય તો મને
તારૂં એ ચોળવા દે, ને એને ચોળીશ હોય જો
શકય એ ચોળવું ને ના બન્યું આચાર દુષ્ટથી
ખૂબ કઠણ ધાતુનું, કોહલો અચળ લાગણી
સર્વ સામે ખરેજ જે.

રાણી : એવું શું મેં કરેલ છે, કે ધૃષ્ટતા કરે મુજ
સામે, અસભ્ય રીતે તું આમ રે બકવા તણી ?

હૅમ્લેટ : રે એવું કૃત્ય થાય છે મલિન જેથી લજ્જાના[૧]
લાવણ્યને લાલાશ, ને બને સદ્ગુણ દંભી.
નિર્દોષ પ્રેમનો ભૂસે ચાંદલો લલાટથી એ
સુંદર, ને ચોંટાડે ત્યાં કો ચાંદુ વ્રણ તણું.
લગ્ન પ્રતિજ્ઞા મિથ્યા એ જુગારીના શબ્દ જેવી;
અરે એવું કૃત્ય ખેંચે આત્મા લગ્ન દેહથી;
ધર્મ તો માત્ર શબ્દોનો કાવ્યાડંબર બનતો,
અને ઈશ્વર મુખ છે લાલચોળ ક્રોધથી.
રે આ ઘન પૃથ્વી, જાણે પ્રલય પાસે તેમ, છે
શોક મૂર્તિ શી, માત્ર એ કૃત્યના વિચારથી.

---

૧ મનહર છંદ.

રાણી : હાય શું કૃત્ય છે એવું, પ્રસ્તાવના વિશેજ જે
ગાજે છે આટલું બધું ?

હૅમ્લેટ : અરે જો ચિત્ર આ ને આ. છે મૂર્તિમંત સત્ય એ
અનુકરણ ભ્રાતનું એ. રે લાવણ્ય તેજથી
શું શોભે મુખ તો આ, શા ઘુઘરીયાળ કેશ એ,
સૂર્ય દેવતણાં; ભવ્ય લલાટ ઇન્દ્ર દેવનું;
ચક્ષુ, મંગળ દેવના ઉગ્ર, પ્રભાવ યુક્ત જે.
ચારૂ શો અંગવિન્યાસ દેવના દૂત બુદ્ધનો[૨]
વ્યોમ ચુમ્બિત શૃંગને ગિરિના સ્પર્શતો પદે
એ જે ક્ષણેજ ! સંધાત આ શો લાવણ્યનો અને
શી આકૃતિ ! પ્રત્યેક એ દેવની છાપ સાથ આ
પૃથ્વીકાજે ઘડાયેલ કો પુરુષાવતાર તો.
આ હતો તુજ ભર્તા. ને જો આ તો કોણ છે હવે.
આ ભર્તા વર્તમાનનો, ફૂગ ચઢેલ મંજરી
જેમ એ ભ્રાત સ્વસ્થને કરતો નષ્ટ. આંખ છે
તને ? આ ગિરિ કુંજાર છોડીને ચરવું ગમે
સુક્કા અરણ્યમાં તને ? રે તને આંખ છે ? ન એ
પ્રેમ. આ ઉમરે તારી તનમનાટ લોહીનો
શાન્ત થાય. બને નમ્ર આધીન બુદ્ધિને વળી.
ને કઇ બુદ્ધિ આ મૂકી આને પસંદ રે કરે ?
તો પણ બુદ્ધિ છે તને, નહીતર ન હોત આ
પ્રવૃત્તિ. પણ એ બુદ્ધિ હશે સ્તંભિત; કારણ
ઘેલછાએ ન ભૂલે કે ના ચિત્તભ્રમ દાખવે

૨ બુદ્ધ એ ગ્રીક પુરાણકથા પ્રમાણે દેવોનો દૂત ગણાય છે. એની મૂર્તિ એક પગ ગિરિશૃંગ પર અડકયો હોય અને બીજો હવામાં હોય એવી રીતે બતાવવામાં આવે છે.

એ પરાધીનતા જેથી, અવકાશ રહે ન કો
વરણી કાજ, આવો તો ભેદ છે જ્યાં. પિશાચ એ
કોણ છળ કરી બાંધ્યા આંખે પાટા અને તને
અંધ જેણે બનાવી એ? ચક્ષુવિહીન બોધ, ને
બોધવિહીન ચક્ષુઓ, કર્ણ એ હસ્ત ચક્ષુના
વિના વળી, અને સિવા ઘ્રાણેન્દ્રિય ન તો કશું,
અરે એક હશે ભાગ રોગાર્ત બુદ્ધિનો, આવી
ના જડતા બતાવતે.

લજ્જા! ક્યાં શેરડા તારા! રે હરામી જહન્નમ!
જગાવે બળવો જો તું પ્રૌઢાના હાડમાં, જળે
એ, જ્વાલાથી યુવાનીની, સદ્‌ગુણ મીણ છો બની
અને પીગળતો એની જ્વાલામાં. ના જરાય છે
લજ્જા, ઉત્કટતાજ જો રાગની આ કરાવતી
ને હિમે જો બળે આવા જોશે ને બુદ્ધિ તો બને
કારક વ્યભિચારની.

રાણી : બસ ના બોલ હૅમ્લેટ! તેં વાળ્યાં મુજ ચક્ષુને
રે અંતર ભણી ને ત્યાં જોઉં કેવાય ડાઘ આ,
કાળા ને રંગમાં ઘેરા, જાય જે રંગ ના કદી.

હૅમ્લેટ : અરે એ ભ્રષ્ટ શય્યામાં સૂવું, આળોટવું અરે
એ કલુષિત સેજે ને બોલવા મિષ્ટ શબ્દને
કરવો પ્રેમ એ ગંદા—

રાણી : અરે ના બોલ! આ શબ્દો કટાર જેમ કર્ણમાં
મુજ ભોંકાય. ના બોલ પ્રિય હૅમ્લેટ! ના બોલ!

હૅમ્લેટ : ખૂની પાપી અને દાસ, સોમો ભાગ ન પૂર્વના
સ્વામીનો, ભાંડ જેવો એ રાજાઓમાં અને વળી

મહારાજ્ય તણો ચોર જેણે મુગટ લીધ છે
ચોરી, ફલકથી અને મૂક્યો ખીસાં વિશે નિજ.

રાણી : બસ ના બોલ ! ના બોલ !

હૅમ્લેટ : રાજા એ રંગલા જેવો –

[ ભૂત આવે છે.

દેવદૂતો ! કરો રક્ષા ! પ્રસારી પાંખ આ તમ
મુજપરે ! (ભૂતને) કૃપાલુ ઓ મૂર્તિ ! શી વાંછના તુજ

રાણી : હાય ! ગાંડો થયો એ તો.

હૅમ્લેટ : આ પુત્ર દીર્ઘસૂત્રી જે આવ્યા છો વઢવા, વ્યથા
કાળક્ષેપ કરે, નિજ આવેશમાં તણાઇ ને
અને ભૂલી જતો તમ આજ્ઞા ભયપ્રદા ? કહો ?

ભૂત : ના ભૂલ તું. અને છે આ અભ્યાગમન કારણ
તીવ્ર બનાવવા હેતુ બન્યો જે મંદ ધારતો.
અરે જો ! તુજ માતા તો બની આશ્ચર્ય મૂઢ આ
એને બચાવ એનાજ અંતર યુદ્ધથી. ભય
કલ્પનાનો બલીષ્ઠ છે અંગ અશક્ત જેમ એ.
બોલ એ સાથ હૅમ્લેટ !

હૅમ્લેટ : કેમ છો ભવતી તમે ?

રાણી : અરે તું કેમ છે ? જુએ શૂન્યમાં, વાત આ કરે
અશરીર હવા સાથે ? તુજ ચક્ષુ થકી કરે
બ્હાવરો જીવ ડોકીયું. નિદ્રિત યોધ જેમ, જે
સુણતાં ભયનો ધ્વનિ સફાળા ઉઠતા, તુજ
એ વ્યવસ્થિત કેશ તો ભડકીને રહે ઉભા.

રે પુત્ર મૃદુ ! આ અગ્નિ ને જ્વાલા ઘેલછા તણાં
પરે શીતલ ધાર તું છાંટ ધૈર્યતણી. જુએ
ક્યાં ? હૅમ્લેટ ! અરે બોલ !

હૅમ્લેટ : એની સામે અરે એની. જો શો પાંડુર ક્રોધથી
દીપતો. હેતુને દૃશ્ય એના મળી કરે કદી
યાચના પીગળે અરે પાષાણ પણ. (ભૂતને) ના મુજ
સામું દયાર્દ્ર એ દૃષ્ટિ ! રે રખે એ થકી દૃઢ
સંકલ્પ બદલાય આ. કરવાનું ખરે થાય
ના; રક્ત બદલે હું તો સારતો આંસુઓ અરે.

રાણી : આ કોની સાથ બોલતો ?

હૅમ્લેટ : ના તું કંઇ જુએ પણે ?

રાણી : ના કંઇ જ નથી જોતી.

હૅમ્લેટ : ના કંઈ સાંભળેલ તેં ?

રાણી : ના આપણા સિવાય કો.

હૅમ્લેટ : અરે જો ત્યાં, અરે કેવું છુપાઇને જતું ! પિતા
મુજ, પોશાકમાં વળી પ્હેરતા જીવતાં, જુઓ
ક્યાં એ જાય પણે પેલાં દ્વાર આગળ રે ! જુઓ !

રાણી : મનનું તુજ મુદ્રણ, સર્જન અશરીર જે,
ઘેલછા ઘડવામાં છે નિપુણ તો ખરે બહુ.

હૅમ્લેટ : ઘેલછા !
આ મુજ નાડતો સૌમ્ય તમ જેવી સમસ્વર.

સંગીત તાલબદ્ધ છે એ તણું, ઘેલછા નથી.
કહ્યું સૌ જે પરીક્ષા જો કરો મારી, બધુંજ એ
શબ્દે શબ્દ ફરી કહું, ઘેલછા તર્ક માત્રમાં
જ્યાં રમે. પ્રભુખાતર માતા! ના આત્માને તુજ
ચાટૂકિતથી પટાવતી, કે ના વિકર્મ બોલતું
તારૂં પરંતુ ઘેલછા મારી. એ વ્રણને કદા
ત્વચાપટલ ઢાંકશે, પણ અંદરથી સડો
વધશે બહુ. રોગનો થશે સંચાર એ રીતે
ખરે અદષ્ટ. પાપનો તું કર એકરાર, એ
દયાળુ પાસ, ને કર તું પશ્ચાતાપ કર્મ સૌ
ગતોનો; ભાવિથી વળી સંભાળ તું, અને ન તું
ખાતર નાખજે વધે જે થકી દુષ્ટતા તણાં
વિશેષ ઝાંખરાં. ક્ષમા કરજે મુજ સદ્‌ગુણ
આ. જાડય આ જમાનામાં દામના, માગવી પડે
ક્ષમા સદ્‌ગુણને ખરે પાપની, સમજાવવું
પડે, ખુશામતે એની તો કરવી પડે, રજા
મેળવવા, કરી શકે જેથી કલ્યાણ એ તણું.

રાણી : રે હૅમ્લેટ! દ્વિભાગમાં ચીર્યું હૃદય તેં મુજ.

હૅમ્લેટ : ફગાવી દે ખરાબ જે ભાગ, અને પવિત્ર તું
જીવન ગાળ એ અન્ય સાથે. પ્રણામ તો હવે.
ના જતી સેજમાં સૂવા કાકાની, હોય સદ્‌ગુણ
ના, રે ધારણ તો કર! પેલી શેતાન ટેવ તે
કરે ભક્ષણ સર્વ એ પાપ વિરૂદ્ધ વૃત્તિનું.
છે દેવ એક રીત તો, શુભ પ્રવૃત્તિને પણ
આપતી સ્વાંગ જેથી એ સદ્‌ગુણ રૂપ તો બને.

ના, રાતે આજ તું જજે, એથી સુગમ થાય એ
પછી સંયમ, તેથીયે સુગમ તે પછી; ખરે
ટેવ સ્વભાવને પણ બદલે. એમ એ કરે
નષ્ટ શેતાનને કોઈ અદ્ભુત શકિતથી વળી.
ફરી પ્રણામ. ને અરે જે દિન પ્રભુની ક્ષમા
યાચશો પાય હું તુજ પડીશ. (પોલોનિયસને બતાવી)
આ મહાશય
માટે છે અનુતાપતો મને. ઇચ્છા પરંતુ એ
ઇશ્વરની. મને શિક્ષા કરી એના થકી અને
એને મુજ થકી. હું રે દંડ બન્યો પ્રભુ તણો.
વ્યવસ્થા યોગ્ય હું કરું, મૃત્યુ માટે જવાબયે.
હું આપીશ. પ્રણામ રે ફરીને. (સ્વગત) ક્રૂર આ થવું
દયા ખાતર તો મારે. થયો આરંભ આજથી
અમંગળ તણો અને અમંગળ વિશેષ તો
એથીયે છે હજી બાકી. (મોટેથી) એક શબ્દ વિશેષમાં.

રાણી : હવે શું કરવાનું છે ?

હૅમ્લેટ : આ તો નહી જ જે કહું. જાડીયો નૃપ આ, નિજ
સેજે જો લલચાવતો ફરી, ચુંટી ખણે તને
ગાલમાં, લાડના શબ્દ બોલે, ગલીચ ચુંબનો
કરીને દુષ્ટ અંગુલી ગળે આ ફેરવી, તુજ
પાસથી કહડાવતો વાત, ગાંડો નથીજ રે
હું વાસ્તવિક રીતે, છું માત્ર કપટમાંજ રે
ગાંડો, જણાવજે ભલે. રાણી સિવાય કોણ, જે
સુંદર ધીર ને ડાહી, મંડૂક, માંજરા વળી
વાગ્ગુદને કહી દેશે આ ? રે કોણ કહે ? અરે
વિના વિચાર ને ગુપ્ત રાખવાની જરૂર છે

છતાં તું છાપરા પરે કરંડિકા ઉઘાડજે
પંખી ઉરાડજે અને પ્રસિદ્ધ વાંદરા[૧] સમ
તુંયે પ્રયોગ ખાતર ભરાજે એ કરંડમાં
અને રે ડોક ભાંગજે.

રાણી : વિશ્વાસ રાખ. શબ્દ જો શ્વાસના, શ્વાસ જો અરે
પ્રાણ, તો પ્રાણ રે નથી ઉચ્ચારવા મને ફરી,
વિશ્વાસમાં કહેલ જે.

હૅમ્લેટ : આંગ્લ દેશ જવાનું છે મુજને જાણતી અરે ?

રાણી : હાય ભૂલીજ ! છે એવો નિર્ણય તો નૃપાલનો.

હૅમ્લેટ : હુકમ પત્ર તો થયા તૈયાર. મુજ જે દ્રય
સહાધ્યાયી કરૂં જેનો વિશ્વાસ સર્પનો કરૂં
તેટલો, એમને થઇ રાજાના સાથ તો જવા.
રસ્તો મુજ કરે સાફ કપટમય કૃત્યને
કાજે. અસ્તુ ! ભલે કરે. મજા ખરેજ યંત્રની
પર એ યંત્રકારને જોવો લટકતો. થશે
દુઃખ તો પણ હું ખોદું સુરંગ એમના થકી
રે ઉંડી, વાર એક, ને ઉરાડું ચંદ્રલોકમાં
એમને. ખૂબ આનંદ પડે જ્યારે પ્રયુક્તિ બે
મળતી સામસામી એ રેખામાં એક. માનવી
આ (પોલો.ના શરીરને ઉદ્દેશીને) મને શીખવાડશે કૂડકપટ.

---

૧ આ કંઈ જૂની લોકવાત છે. વાંદરો કરંડિયો છાપરા પર ઉઘાડે છે. તેમાંથી પક્ષીઓ નીકળી ઉડી જાય છે. તે પરથી પોતે કરંડિયામાં ભરાય છે અને પક્ષીની માફક બહાર નીકળી ઉડવા જાય છે ને નીચે પડે છે ને ડોક ભાંગે છે. હૅમ્લેટની કહેવાની મતલબ એ છે કે એવું કંઈ કરશે તો એને પણ મરવું પડશે.

ખંડમાં પાસેના ઘસડી જાઉં આ કલેવર. માત! તો
પ્રણામ. શાન્ત દીસે આ મંત્રી, ગંભીર ગૂઢ ને
જે જીવતાં હતો મૂર્ખ, જલ્પતો ધૂર્ત. આવ ઓ
મહેરબાન! અંતનો પાડીએ પડદો તુજ
જીવનનો. પ્રણામ રે માતા! પ્રણામ છે તને!

[ બન્ને જુદાં જુદાં જાય છે.
હૅમ્લેટ પોલો.ને ઘસડીને લઇ
જાય છે.



અંક ત્રીજો
પ્રવેશ પાંચમો

[ કીલ્લામાં એક ખંડ. રાજા, રાણી, રોઝનક્રાંટ્ઝ ને ગીલ્ડનસ્ટર્ન આવે છે.

રાજા : નિશ્વાસનો, અરે દીર્ઘ આ નિશ્વાસ તણો, ખરે
અર્થ છે. સમજાવતું શબ્દમાં. યુક્ત છે અમે
જાણીએં. પુત્ર ક્યાં તુજ ?

રાણી : ઇચ્છીએં ક્ષણ એકાન્ત. [ રોઝન. ગીલ્ડ. જાય છે.
રે મારા નાથ! શું જોયું મેં રાતે આજ તો અરે!

રાજા : ગર્ટ્રુડ! શું અને કેમ છે હૅમ્લેટ ?

રાણી : ગાંડો સાગર ને વાયુ જેવો જ્યારે બલિષ્ટ તો
વિશેષ કોણ એ માટે સ્પર્ધામાં ઉતરેલ બે.
મૂર્છામાં ઘેલછા તણી, ખડખડાટ સાંભળી,
પડદા પાછળે એણે ખેંચીને તરવાર તો
ઉંદરા! ઉંદરા! એમ ગાંડપણે પુકારી ને
હણ્યો અદષ્ટ જે હતો એ ભલા વૃદ્ધને અરે.

રાજા : દુ:સહ કૃત્ય રે આ તો!
અમારૂં એમ થાત જો અમેયે હોત ત્યાં, છૂટો
રાખવો એ ભયાવહ, સહુને, તુજને વળી
અમને ને દરેકને. હાય! જવાબ આપવો
શો આ કૃત્ય અઘોરનો ? આળ અમ શિરેજ કે
ના દીર્ઘ દષ્ટિ વાપરી, ગાંડા યુવાનને અમે
બંધનમાં ન મૂક્યો કે ન રાખ્યો દૂર લોકથી.
અમારો પ્રેમ એટલો કે સમજ્યા ન યોગ્ય શું

પણ કો દુષ્ટ રોગના ભોગ જેમ પ્રકાશમાં
ન આવે રોગ એટલા માટે જીવન સત્ત્વને
પણ નષ્ટ થવા દીધું.
કયાં ગયો એ ?

રાણી : હણ્યું શરીર જે તેની કરવા વ્યવસ્થા ગયો;
જે શરીર પરે એની ઘેલછા તો સુવર્ણની
જેમ, જણાય ધાતુમાં અન્ય જે નીચ, શુદ્ધ તો,
રડે એ નિજ કૃત્યને.

રાજા : ગર્ટ્રુડ ! શાન્ત.
સ્પર્શતો સૂર્ય શૃંગને ગિરિના પાઠવીશ હું
એ પહેલાંજ એને તો વહાણમાં; અને અમે
દુષ્ટ આ કૃત્ય ચાતુર્ય ને અનુભવથી અમ
ક્ષન્તવ્ય ગણશું અને અનુજ્ઞાત વળી, ખરે.
ગીલ્ડનસ્ટર્ન ?
[ રોઝન. ગીલ્ડ. આવે છે.

મિત્રો બન્ને ! તમે જાઓ સાથે સહાયમાં વળી
અન્ય લો. ઘેલછા વિશે હૅમ્લેટે તો, હણેલ છે
પોલોનિયસને અને શરીર ઘસડી ગયો
એનું, માતા તણાં વળી ખંડમાંથી. તમે જઇ
જુઓ કયાં છે અને બોલો સભ્યતાથી. શરીરને
લાવો દેવળમાં. અરે ત્વરાથી કરજો તમે.
ચાલ ગર્ટ્રુડ ! મિત્રોને ડાહ્યા બોલાવશું અને
ધાર્યું જે કરવા એ સૌ જણાવશું, કરેલ છે
જે અકાળે. અને જેનો મર્મધ્વનિ વિશ્વના
ફેલાશે પરિધિ સુધી. ગોળો એ જેમ તોપનો

મૂકી શર તણું કેન્દ્ર હવામાં વાગતો કદા
અમારૂં નામ રે ચૂકે![1] અરે ચાલ! હવે ખરે
આકુળને અસંગત છે આત્મા મુજ તો બહુ.



[1] રાજાનો કહેવાનો અર્થ કે અમારૂં નામ આના મરણ બાબત કોઈ ના લે.

અંક ત્રીજો
પ્રવેશ છઠ્ઠો

[ કીલ્લાના બીજા ખંડમાં, હૅમ્લેટ આવે છે.

હૅમ્લેટ : પધરાવ્યું સુરક્ષિત.

રોઝન :
ગીલ્ડ : (અંદરથી) હૅમ્લેટ ! રે મહારાજ હૅમ્લેટ !

હૅમ્લેટ : શાન્ત. અવાજ શેનો આ ને હૅમ્લેટ કોણ એ પુકારતું? અરે આવ્યા આ.

[ રોઝન. ગીલ્ડન આવે છે.

રોઝન : શું કર્યું છે મહારાજ ! એ મૃત દેહનું તમે ?

હૅમ્લેટ : મેળવ્યું ધૂળમાં જેની સાથે સંબંધ એનો હતો.

રોઝન : કહો ક્યાં છે. અમે એને દેવળમાં લઈ જશું.

હૅમ્લેટ : માનતા ના.

રોઝન : શું ના માને ?

હૅમ્લેટ : તમ આદેશ હું અહું ને ના મારો. વાદળી વળી ફરમાવે ! પછી કેવો ઉત્તર આપવો અરે એ રાજાના પુત્રે ?

રોઝન : શું વાદળી મહારાજ ! મને કહો ?

હૅમ્લેટ : હા જી. રાજા તણી ચુસે કૃપા ને બક્ષીસો ને અધિકારના ઓદ્ધા. રાજાની કરતા ખરે જ સુસેવા આવા અધિકારીઓ. અંતમાં વાનરા સમ એને તો

દાબશે ગાલના ખૂણે.[1] ગ્રાસ કરશે પહેલાં તે પછી ધીમે ધીમે ગળશે એને; અને તમે જે જાણ્યું જાણવા માગે, પછી નીચોડશે અને શુષ્ક તો વાદળી તમે બનો.

રોઝન : ના સમજ્યું મહારાજ ! શું કહો તમે.

હૅમ્લેટ : જાણી સંતોષ એ. મૂર્ખ કર્ણે તો ચતુર ભાષણ ઉંઘે.

રોઝન : મહારાજ ! કહેવું તો પડશે ક્યાં શરીર છે અને રાજાની સમક્ષ આવવું પડશે.

હૅમ્લેટ : અરે શરીર તો રાજા પાસે છે પણ રાજન શરીર[2] સાથે નથી. રાજા છે કિમપિ—

ગીલ્ડ : છે કિમપિ મહારાજ ?

હૅમ્લેટ : ન કિમપિ. મને લઇ જાઓ ત્યાં સહુ સાથે એ વાઘ ને બકરી બધાની.



૧ વાંદરાઓ ગાલમાં ખોરાક ભરે અને પછી ધીમે ધીમે ખાય છે.
૨ રાજાના ભૂતના વિચારે હૅમ્લેટ કહે છે કે રાજા શરીર સાથે નથી.

## અંક ત્રીજો
## પ્રવેશ સાતમો

[ કીલ્લાનો એક ખંડ. રાજા અને નોકરો આવે છે.

રાજા : છે મોકલેલ શોધવા એને ને મૃત દેહને.
કેવો અનર્થ છૂટો આ ફરે મનુષ્ય ને છતાં
લઇ શકાય ના કોઇ પ્રબલ પગલાં અરે,
એ સામે ! બહુ વ્હાલો છે ઉન્મત્ત સમુદાયને
લોકના. જે કરે ના કો વિચાર, પણ ચક્ષુને
જે ગમે માનતા તેમાં. એટલે દંડના પરે
ટીકા સૂક્ષ્મ કરે જઈ ભૂલી એ અપરાધને.
રાખવા શાન્ત ને સહુ સ્વસ્થ, મોકલવો વળી
એને ક્ષણેજ આ રે ફળ તો લાગશે પુખ્ત
વિચારણાં તણું. વ્યાધિ અતિ ગંભીર થાય જે
મટશે ઉપચારથી ઉગ્ર, ના અન્યથી કદી.

[ રોઝનક્રાંટ્ઝ આવે છે.

કેમ શું રે થયું ?

રોઝન : ક્યાં મૃત દેહ છે અમે ન જાણી શક્યા એમની પાસથી.

રાજા : પણ એ ક્યાં છે ?

રોઝન : બહાર છે મહારાજ ! કબજામાં, વળી
એ જાણવા ઇચ્છતા આપની આજ્ઞા.

રાજા : લાવો એને અમારી સમક્ષ તો.

રોઝન : ગીલ્ડનસ્ટર્ન ! રે લાવ મહારાજને અહીં.

[ હેમ્લેટ અને ગીલ્ડન. આવે છે.

રાજા : હૅમ્લેટ ! કહે પોલોનિયસ ક્યાં છે ?

હૅમ્લેટ : ભોજનમાં.

રાજા : ભોજનમાં ક્યાં ?

હૅમ્લેટ : ના જ્યાં ભોજન એ કરે. પણ ભોજન જ્યાં થાય છે એનું. અરે ડાહ્યાં કો કૃમિકુળની સભા મળી છે એનું ભોજન કરવા. કૃમિજ એક છે મહારાજા ખરેખરો આહાર ને વિશે. અરે અન્ય પ્રાણીને આપણે પુષ્ટ બનાવતાં, પુષ્ટ આપણે થવા, ને પુષ્ટ આપણે થતા કૃમિને પુષ્ટ બનાવવા. એ પુષ્ટ રાજા ને કૃશ ભિક્ષુક ભિન્ન છતાં ભોજન તો છે એકનેજ માટે. ખરે એજ અંત છે.

રાજા : અરે ! અરે !

હૅમ્લેટ : મનુષ્ય મત્સ્ય પકડે એ કૃમિથી, જેણે ભોજન કર્યું હોય કો રાજાનું. મત્સ્ય એ કૃમિ ખાય; અને મનુષ્ય ખાય એ મત્સ્યને.

રાજા : શું કહેવા અરે ઇચ્છે ?

હૅમ્લેટ : કશું નહિ સિવા એ કે સ્વારી રાજાતણી આંતરડા મહીથી તો પસાર થાય ભિક્ષુના.

રાજા : પોલોનિયસ ક્યાં છે ?

હૅમ્લેટ : સ્વર્ગમાં. મોકલો તમ દૂતને શોધવા ત્યાં; અને એ જો ત્યાં હોય ના, અન્ય સ્થળે આપજ શોધવા

જજો. પણ એ જો ના મળે એક માસમાં, તમે
સીડી પર ચઢશો તો ગંધ આવશે પરસાળમાં.

રાજા : (નોકરોને) જાઓ ! શોધો એ જગોએ !

હૅમ્લેટ : થોભશે એ તમે જશો ત્યાં સુધી.

[ નોકરો જાય છે.

રાજા : હૅમ્લેટ ! કૃત્યને અંગે આ ને રક્ષણ કાજ જે
માટે છે કાળજી અરે અમને, જેમ શોક છે
તુજ આ કૃત્ય માટે તો, તારે શીઘ્ર ત્વરા થકી,
જવાનું છે અહીંથી તો. તૈયાર થા વહાણ છે
સજ્જ ને સાનુકૂળ છે પવન. વાટ મિત્ર તો
જોતા. તૈયાર સર્વ છે જવાને આંગ્લ દેશમાં.

હૅમ્લેટ : આંગ્લદેશ ?

રાજા : હા હૅમ્લેટ !

હૅમ્લેટ : બહુ સારૂં.

રાજા : ખરેજ જાણતો અમ હેતુ જો.

હૅમ્લેટ : દેવ છે મુજ એક જે જાણે બધું. ચલો અરે
આંગ્લદેશ. પ્રણામ છે પ્રિય માતા !

રાજા : ને પ્રેમલ પિતાને આ ?

હૅમ્લેટ : માતાને. છે પિતા માતા, જાયા ને પતિ, દંપતી
ગણાય એક, માટેજ માતા. રે આંગ્લદેશમાં !

[ જાય છે.

રાજા : જાઓ પાછળ એને તો પગલે ને પટાવ
વહાણે ચઢવા માટે. ઢીલ ના કરશો: નિ
પહેલાં જાય એ અહીંથી. જાઓ! બધુંજ છે સ
સિક્કાની સાથ તૈયાર. વાર છે માત્ર આતણ
કૃપા કરી કરો ત્વરા.

[ રોઝન. ને ગીલ્ડ. જાય ]

રે આંગ્લ દેશ! જો તને નો હોય પ્રેમની મુ
પરવા, મુજ આ સત્તા લાવશે ભાનમાં તને
કારણ, છે હજી વ્રણો ડેનની અસિથી થય
તાજા, સરક્ત, ને વળી સાદર ભય જે અ
માટે તને — ન રાજાજ્ઞા તું અમ અવધીરશે
જે જણાવે વિસ્તારથી પત્રમાં, છે વિનંતિ
તો હૅમ્લેટ તણાં મૃત્યુ કાજે તત્કાળ. આજ્ઞા
તું આંગ્લદેશ! પાળજે. લોહીમાં ખટકે મુ
જ્વર શો. રોગ શાન્ત એ કર મારો. ન જ્યાં સુધી
શાન્ત એ, ભાગ્ય છે ભલું પણ આનંદ ના મને



## અંક ચોથો
## પ્રવેશ પહેલો

[ડેન્માર્કમાં એક મેદાન. ફોર્ટિનબ્રાસ, કપ્તાન, સિપાઇઓ કૂચ કરતા આવે છે.

ફોર્ટિન : જાઓ કપ્તાન! ડેનના રાજાને મુજ અર્થે તો કહો પ્રણામ, ને કહો ફોર્ટિનબ્રાસ આપની રજા પ્રમાણ રાજમાં થઇ જવા વિનંતિ આ કરે – મેળાપ સ્થાનતો પછી ક્યાં જાણતો. કરે ઇચ્છા એવી મહારાજ, તો સ્વયં આવશું અમે પ્રણામ કરવા. કહે એપણ એમને વળી.

કપ્તાન : હું કહીશ મહારાજ !

ફોર્ટિન : જા ધીરે.

[ફોર્ટિન. ને સિપાઇઓ જાય છે. હેમ્લેટ, રોઝન. ગીલ્ડન. ને અન્ય નોકરો આવે છે.

હેમ્લેટ : મહાશય ! સિપાઇઓ આ કોના ?

કપ્તાન : નોર્વેના છે મહાશય !

હેમ્લેટ : કોની સામે મહાશય ! જાય એ ?

કપ્તાન : પોલાન્ડના કો વિભાગ સામે.

હેમ્લેટ : કોણ નાયક છે એતણો મહાશય !

કપ્તાન : ફોર્ટિનબ્રાસ ભત્રિજો નૉર્વે વૃદ્ધ નૃપાલનો.

હેમ્લેટ : આખા પોલાન્ડ સામે કે કો સરહદ પ્રાંતની ?

કપ્તાન : સત્ય કહું અને લેશ ના વધારી, જતા અમે તો કો એ ટુકડો નાનો જીતવાને જમીનનો.

ના એમાં લાભ છે ખરે માત્ર છે નામનાજતો.
રૂપિયા પાંચ ના આપું એ કર ઉઘરાવવા
તણા તો અધિકારના. નૉર્વે પોલાન્ડ કે વળી,
મેળવે ના વિશેષ તો, વેચાણ એતણાં થકી.

હૅમ્લેટ : એનું રક્ષણ ત્યારે તો પોલ કદાચ ના કરે.

કપ્તાન: રે મૂકયું સૈન્ય રક્ષાને કાજ ત્યાં.

હૅમ્લેટ : બે હજાર મનુષ્ય ને વીસ હજાર રૂપિયા
આ તૃણ શો નજીવો રે પ્રશ્ન નહી ઉકલશે.
શાન્તિ સમૃદ્ધિનો આ તો અંતર ગંડ છે, ફૂટે
જે ભિતર વિશે જેથી કારણ મૃત્યુનું ન
બહારથી કળાય એ, ઉપકાર મહાશય !

કપ્તાન : પ્રભુના આશીર્વાદ. [ જાય છે.

રોયન : મહારાજ ! હવે જશું ?

હૅમ્લેટ : આવું છું હમણાં જ હું. તમે તો થાવ આગળ.

[ હૅમ્લેટ સિવાય બધા જાય છે.

રે પ્રસંગો દરેક આ વિરોધી મુજ મંદ એ
વેર ઉત્તેજતા મારું. કોણ મનુષ્ય એ અરે
એનો ઉદ્યોગ જો માત્ર ખાવાને ઉંઘવાતણો ?
પશુ, એ તો વિશેષ ના. જેણે આપીજ બુદ્ધિ આ
વિશાલ, જોઇ જે શકે અગં પશ્ચાત્ વળી, ન એ
ઈશ્વરી શકિત, બુદ્ધિ એ આપી છે જીર્ણું તો થવા
ઉપયોગ વિના. હશે મુજ વિસ્મૃતિ પાશવ
કે પછી ભીરુ આશંકા બહુ જે પરિણામ છે

વિચારનું – વિચારને વિભાગતાં ડહાપણ
તણો છે એક ભાગ ને ત્રણ છે ભાગ ભીરુતા –
ના જાણું કેમ હું જીવું ને કહું "કર્તવ્ય આ મુજ"
જ્યારે કારણ છે, ઇચ્છા શકિત ને સાધનો વળી
એ કાર્ય કરવા માટે, પૃથ્વી શાં સ્પષ્ટ તો મને
રે છે દૃષ્ટાંત. સેના ખર્ચાળ આવડી વળી
જેનો નાયક કોમળ મૃદુ રાજકુમાર, છે
આત્મા જેનો સચેત એ દિવ્ય કો અનુરાગથી
યશતૃષ્ણાં તણાં. ને જે મોં મરડે અદૃષ્ટની
સામે. આ મૃત ને ચળ[1] જે નાખે ભયમાં વળી.
ભાગ્ય સંકટ ને મૃત્યુ જેને આમંત્રતાં, તૃણ
માત્ર કાજ ! ખરો ગુણ વિશિષ્ટતા તણો, ન કે
મહા કો હેતુના વિના ન હાલવું, પરંતુ રે
આદરવું મહાયુદ્ધ કો તૃણ કાજ પ્રશ્ન તો
જ્યાં પ્રતિષ્ઠા તણો જ છે. તો કેવી ગણના મુજ ?
પિતા જેનો હણાયો ને માતા કલંકિતા અને
ક્ષુબ્ધ હૃદય ને બુદ્ધિ મુજ, છતાં સુષુપ્ત હું !
કેવો નિર્લજ જોતો હું નિકટ મૃત્યુ વીસ આ
હજાર માનવી તણું જે જતા મૃત્યુને મુખે
વિચિત્ર કીર્તિ કલ્પના કો કાજે, જેમ જાય એ
સૂવા સેજ વિશે નિજ ! જતા એ લડવા વળી
ટુકડા કાજ એક, જ્યાં સંખ્યા વિશેષમાં ન એ
લડી શકે, ન ઘોરયે રહી શકે હણાયલા
સર્વને ત્યાં સુવાડવા. બસ હવે પછી કરૂં
વિચાર રક્તના માત્ર. ગણવા તુચ્છ અન્ય તો.



૧ શરીર.

## અંક ચોથો
## પ્રવેશ બીજો

[ કીલ્લામાં એક ખંડ. રાણી ને હોરેશિયો આવે છે.

રાણી : એની સાથે ન ઇચ્છા છે મુજને બોલવા તણી.

હોરે : બહુ આગ્રહ છે એનો. ખરે વ્યાકુળ છે વળી.

રાણી : શું કામ છે ?

હોરે : એ બોલતી પિતા વિશે બહુ. કપટ છે કહે દુનિયામાં. અને ખૂબ એ હૈયું કૂટતી; અને ઠોકરે તૃણ દ્વેષમાં વળી ઉરાડતી; અને સાશંક બોલતી જેમાં અર્થ તો અરધો પણ નહી. ન શબ્દમાં કશું. અસંબદ્ધ. પરંતુ એ વચનો લોકને કંઇ તર્કમાં નાખતા; કરે અનુમાનો અને, શબ્દો અનુકૂળ વિચારને જે, તે સ્વીકારતા. ચાળા, આંખ મીંચામણાં અને શિરધૂનન એ સહુ સાશંક તો બનાવતાં, અને વિચાર એમના, જો કે વિશ્વાસ પૂર્વક તો ના કહું, અનિષ્ટ તો ખરા. ને આપ વાત જો એની સાથે નહી કરો દુષ્ટ હૃદયમાં બહુ તર્ક અનર્થકારક એ ઉપજાવશે ખરે –

રાણી : આવવા દો. [ હોરે. જાય છે.

આત્મ રોગાર્ત ને મુજ, સ્વભાવ પાપનો જે છે,
તુચ્છ કો ઘટનાયે રે લાગે પ્રસ્તાવના સમી
મહા અનર્થ કો તણી. દોષ સાશંક છે સદા.
થાય પ્રગટ એ ભયે પ્રગટ તો થવા તણા.

[ હોરે. અને ઓફેલિયા આવે છે.

ઓફે : ક્યાં છે સુંદર એ રાણી ડેન્માર્ક દેશની?

રાણી : કેમ! ઓફેલિયા!

ઓફે ; (ગાય છે.)

હાં રે પ્રેમ છે સાચો[1]
કે હો અન્યમાં રાચો
હું જાણું કેમ રાજ, પ્રેમ છે સ
ધરી કંથા મારે કાજ
એથી હું જાણું રાજ–પ્રેમ છે સ

રાણી : હાય! સુંદર બાલિકે! શો અર્થ ગીતનો ?

ઓફે : તમે પૂછો? અરે તમે સુણો. (ગાય

એ તો ગયો સ્વર્ગ લોક
અરે ગયો પુણ્ય લોક–સાંભળ હો તું સ
જ્યાં પોઢયો ત્યાં આજે
ખાંભી પથ્થરની રાજે–સાંભળ હો તું સ
હાય! હાય!

રાણી ; અરે ઓફેલિયા!

ઓફે : અરે એ સાંભળો. (ગાય છે.)

એ સૂતો સોડ તાણી
પુષ્પની શય્યા માણી–સાંભળ હો તું સ

[રાજા આ

રાણી : અરે હાય મહારાજ! જુઓ આ!

---

૧ ૫૬.

ઓફે : (ગાય છે.)
જે ધોઇ આંસુ ચોધાર
એ તો પ્રેમરસ ધાર—સાંભળ હો તું સન્નાર.

રાજા : સુંદરી! કેમ છે?

ઓફે : અરે પ્રભુ ભલું કરે. કહેવાય ઉલૂક એ તો હતું ભઠિયારાની પુત્રી. રે પ્રભુ! જાણતા આપણે કોણ તે, પણ ના શું થશું હવે પછી. પ્રભુ તમને અન્ન આપે!

રાજા : પિતાના મૃત્યુથી બની ઉન્મત્ત.

ઓફે : કૃપા કરી કહો ના આ વિશે કંઇ. વળી પ્રશ્ન કો કરે આ વિશે એને કહેજો આમ તો તમે.

[1]સોહાગની સવાર સંત વૅલેન્ટાઇનની[2]
કાલે મંગળ ઉગે, પ્હો ફાટતાં પ્રભાતના
આવું દ્વારે બની રાજ! વૅલેન્ટાઇન હું.
સુણી ઉઠ્યો પ્રભાત, સજ્યા સહૂ શણગારને
ખોલી દ્વાર ખેંચી મુગ્ધા કુમારી અંદરે—
નીસરી એ બ્હારે કૌમાર્ય મૂકી દ્વારે.

રાજા : મીઠી ઓફેલિયા!

ઓફે : "ખરે જ હું વિના શબ્દ પૂરું કરીશ.
હા ગજબ થયો પ્રભો! ધિક્કાર એ યુવાનને

---

૧ સોરઠા.
૨ ખ્રીસ્તી માન્યતા પ્રમાણે આ સ્ત્રી સંત સ્મરણ દિવસે એટલે ૧૩મી ફેબ્રુઆરીએ સ્ત્રીને પોતાના પ્રણયીને પસંદ કરવાનો અધિકાર છે.

દોષિત યુવાનો જે તક મળતાં આવું કરે.
વદે નારી આપ્યું વચન લગ્ન તણું કીધો
પાત મુજ પૂર્વે તે રાજ ! ઘટે પાળવું હવે."
એણે ઉત્તર આપ્યો.
વચન પાળત નારી ! સમ ખાંઉ સમશેરના
આવી ન હોત જો રે તું મુજ પથારીયે.

રાજા : કેટલા સમયથી એ આમ છે ?

ઓફે : તમે કુશળ હો એમ ઇચ્છું છું. ધીરજ રાખવી ઘટે પરંતુ શીતળ સુવાડે ભૂમિમાં અરે ત્યારે એને જોઈ રડું હું તો. મુજ ભ્રાત તો જાણશે આ. ઉપકાર છે તમારો સૂચના ડાહી માટે આ. મારી ગાડી ! મારી ગાડી ! પ્રણામ છે ! સન્નારીઓ ! પ્રણામ છે ! પ્રણામ છે ! પ્રણામ છે !

[જાય છે.

રાજા : જાઓ પાછળ એ તણી. વળી સંભાળ રાખજો, બરોબર કૃપા કરી. [હોરે. જાય છે.
અગાધ દુ:ખનું વિષ આ તો; મૃત્યુ પિતાતણું ભાસે કારણ એ તણું. અરે ગર્ટ્રુડ ! ગર્ટ્રુડ ! આપત્તિ આવતી જ્યાં ત્યાં ના'વે એકલ ડોકલ એ, પણ સૈન્ય તો મોટાં સાથે ! મરણ તાતનું એ પ્રથમ, દ્વિતીય તો તુજ પુત્ર ગયો અને સ્વયં પ્રબલ કારણ એને ખસેડવા તણું યથાર્થ. લોક તો વળી ડોળાયલા કલુષિત ને અપથ્ય વિચારમાં, ગુપ્ત વાતો કરે, ભલા પોલોનિયસના મૃત્યુ વિશે, ને આપણે ખરે

હૈયા ફુટેલ એવા કે દફનાવ્યો ત્વરા થકી,
ગુપ્ત રીતે વળી એને. ઓફેલિયા ગરીબ રે
બીચારી! વિમુખ જે છે નિજ બુદ્ધિ થકી, અને
વિના એ બુદ્ધિ આપણે ચિત્ર જેવાં, ખરે પશુ!
અને અંતિમ માં, ભ્રાત એનો તો ફ્રાન્સથી અહીં
છે ગુપ્ત રીત આવેલ, વિસ્મય પર જીવતો,
જે, ને વિચાર વાદળે જાણે એના, વળી વિષ
રેડે જે કાનમાં મૃત્યુ પિતા તણાં વિશે અને
ઝેરી વાતો કરે એવા નથી ઓછાય; ને મળે
કાંઇ ના વસ્તુ તો નવ છોડશે એ અવશ્યતા
અમને કર્ણમાં એના સદોષ તો ઠરાવવા.
રે ગર્ટ્રુટ પ્રિયે! છરા તોપના જેમ[૧] આ મને
હણે અનેક વાર તો.

[ અંદર અવાજ થાય છે.

રાણી : રે આ અવાજ શો છે?

રાજા : ક્યાં મુજ અંગ રક્ષકો? દ્વાર સંભાળવા કહો.
શું છે આ?

[ એક પુરૂષ આવે છે.

પુરૂષ : મહારાજ! અરે નાસો.
માઝા સાગર મૂકતાં, જે ત્વરાથી જમીનને
ભક્ષે એ જ ત્વરા થકી યુવાન લાર્ટિસે બની
બંડખોર તણા નેતા, સૈનિકોને પરાજિત
કર્યા છે આપના. સ્વામી કહેતા બંડખોર તો
એને. પૃથ્વી તણો જાણે આરંભ હમણાંજ તો
થયો હોય અને કંઇ પ્રાચીન હોય ના કશું,

૧ એક ગોળામાંથી અનેક છરાઓ નીકળી અનેક જગ્યાએ ઘાયલ કરે.

રિવાજ પણ ના હોય, પ્રમાણભૂત જે કરે
શબ્દને સહુ, તેમ એ પોકારે કે ‘ નૃપાલ તો
અમે લાર્ટિસને કર્યો ’ ‘ લાર્ટિસ તો નૃપ છે અમ ’
જે વાદળ સુધી વળી, જીહ્વા ને હસ્ત તો અરે
અભિનંદે અવાજથી, કે ‘ લાર્ટિસ થશે રાજા ’
‘ લાર્ટિસ નૃપ રે થશે. ’

રાણી : કેવા આનંદથી એતો એ મિથ્યા ગંધ[૧] પાછળ
આરડે ! પ્રતિ પંથ આ ! શ્વાનો ! અસત્ય ડેનના !

અંદરથી અવાજ.

રાજા : દ્વાર ભાંગ્યાં.

[ લાર્ટિસ શસ્ત્રસજ્જ અને પાછળ
બીજા ડેનો આવે છે.

લાર્ટિ : ક્યાં છે રાજા ? મહાશયો તમે બહાર ઉભા રહો.

ડેનો : અંદર આવવા દો ને !

લાર્ટિ : મારી વિનંતિ છે જશો તમે બહાર ?

[ ડેનો બહાર જાય છે.

ડેનો : જઇશું જઇશું અમે.

લાર્ટિ : ઉપકાર, તમે દ્વાર સંભાળો. દુષ્ટ ! રે નૃપ !
આપતું તાતને મારા !

રાણી : શાન્ત લાર્ટિસ !

---

૧ કૂતરા શિયાળને શિકારે જાય ત્યારે એની ગંધ પાછળ પાછળ દોડી એને પકડે છે. મિથ્યા ગંધ પાછળ જવાથી શિકાર પકડાતો નથી. એટલે આશય પૂરો પડતો નથી. રાણીની મતલબ છે કે લાર્ટિસને રાજા કહેવો એ મિથ્યા ગંધ પાછળ જવા જેવું છે.

લાર્ટિ : લોહીનું બિન્દુ જે શાન્ત, મને તો જાર પુત્ર જ
ઠેરવે; તાતને પતિ જારનો, માતના વળી
લલાટે શુદ્ધ, દે ડા'મ વેશ્યા તણા જ નામનો.

રાજા : શું છે લાર્ટિસ કારણ રાક્ષસી બંડનું અરે?
એને ગર્ટ્રુડ! તું છોડ. ના અમ કાજ તો ભય.
દૈવત એક એવું છે પરિવેષ્ટિત ભૂપને
વાડની જેમ, ડોકીયું માત્ર જ રાજદ્રોહ તો
કરી શકે, ન એ ફાવે ધારેલ કાર્યમાં કદી.
બોલ લાર્ટિસ! કેમ તું ક્રોધે ભરેલ આટલો?
એને ગર્ટ્રુડ! તું છોડ. બોલ જુવાન!

લાર્ટિ : કયાં છે મુજ પિતા?

રાજા : મૃત.

રાણી ; મૃત્યુનું કારણ એ નથી.

રાજા : અરે તું પૂછવા દે એને જોઇએ તેટલું.

લાર્ટિ : શા રીતે મૃત એ? મને નવ છેતરવા તણી
કો વાત. રાજ ભક્તિ તો રે જહન્નમમાં ગઇ!
સોંપું શેતાનને સૌ એ પ્રતિજ્ઞાઓ. અવાજ એ
અંતરનો, દયા અને પડે, પાતાળમાં ઉંડા.
છો નર્ક યાતના આવે. છું છેલ્લે પાટલે, ન તો
પરવા દ્વય લોકની મને. થાય થવાનું જે
પણ આ વેર વાળીશ નિશ્ચયે મુજ તાતનું.

રાજા : કોણ એ અટકાવશે?

લાર્ટિ : ઇચ્છા માત્ર જ મારી. ના આખીયે દુનિયાઃ અને
હું મુજ સાધનો એવા વાપરૂં કાળજી થકી
થોડાંય હોય તોયે, એ ઘણુંયે શકશે કરી.

રાજા : ભલા લાર્ટિસ!
પિતાના મૃત્યુને વિશે સત્ય જે જાણવા, અરે
લખેલ વેરમાં એવું તારા, કે, અવિવેકથી
સોરટીમાં ઉપાડવા મિત્ર ને શત્રુ બેઉને ?

લાર્ટિ : શત્રુ જ માત્ર એના તો.

રાજા : તું શું ઓળખશે એને ?

લાર્ટિ : એના મિત્ર તણે કાજે, હસ્ત પ્હોળા કરી ધરૂં
હૈડે મારા, અને ભલાં પેલીકન વિહંગની[1]
જેમ તો મુજ રકતને પોષણ કાજ આપું હું.

રાજા : ખરેજ બોલતો હવે એ સાચા સભ્ય જેમ તું.
નિર્દોષ છું પિતા તણાં મૃત્યુ માટે. અને બહુ
છું હું દુઃખાર્ત એથકી. બુદ્ધિમાં તુજ પેસશે
જેમ સૂર્ય તણાં કરો આંખો મહીં પ્રવેશતાં.

ડેનો : (અંદરથી) રે એને આવાવા દો.

લાર્ટિ : શેનો વળી અવાજ આ ? [ ઓફેલિયા આવે છે.
રે તાપ! તું મગજને મારાં બનાવ રૂક્ષ, ને[2]
ઓ સપ્તદા અશ્રુ ખારાં હણો નૂર આંખનું.
સોગંદ ઓ દેવતાઓ! બુદ્ધિ ભ્રમ માટે લઉં
બદલો એવો ત્રાજવું ખૂબ નમે આ પાસે.

૧ પેલીકન નામનું પક્ષી દંતકથાનું. પોતાના બચ્ચાંનુ પોષણ પોતાના રક્તથી કરે છે. ૨ મનહર.

અરે પુષ્પ વસંતના ! પ્રિય કુમારિકા અને
પ્રેમલ ભાગિની મારી ! મધુર ઓફેલિયા !
ઓ ભગવાન શકય છે શું કે બુદ્ધિ યુવતીની
વૃદ્ધ જીવનના જેવી, છે બહુ અલ્પ જીવી ?
પ્રકૃતિ, પ્રેમ વિષયે ઉત્કૃષ્ટ છે, પ્રેમ માટે
સ્વતઃ જેવી, ઉત્કૃષ્ટ કો વસ્તુનો, ભોગ આપે.

ઓફે : (ગાય છે.)
રાખ્યું મુખ શબનું ઉઘાડું એને લઈ ગયા રે લોલ.
એ શબ તો ધોવાયું હો અશ્રુ ધારે રે લોલ.
આવજે મુજ પારેવાં !

લાર્ટિ : હોત અક્ષત બુદ્ધિ, ને યાચતે વેર કાજ જો,
ના રે હૃદય આટલું હલાવી શકતે કદી.

ઓફે : (ગાય છે.)
લા લા લા લા ગીતો ગાવાં રે લોલ
લા લા લા લા તમે ઝીલજો રે લોલ.
ચક્રની ગતિને અરે, છે કેવો અનુકૂળ આ ઢાળ !
એ નીચ તો પરિચારક ખરો જેણે નાથની
સુતા હરી.

લાર્ટિ : અર્થરહીત આ તો રે વિશેષ અર્થથી ખરે.

ઓફે : રોઝમેરી[૧] અરે સ્મૃતિ કાજે છે આ. પ્રિય રાખજે
રતિ. અને આ છે પૅન્સી પ્રેમના ધ્યાન કાજે

લાર્ટિ : પાઠ આ ઘેલછા તણો ધ્યાન ને સ્મૃતિ યુક્ત એ.

૧ આ બધા ફુલોના નામ છે. અને એ ફુલો સંજ્ઞારૂપક છે એટલે એમના

ઓફે : છે તમ માટે ફેનેલ;[2] કોલંબાઈન[3] ને વળી આ રયુ[4] છે તમારે કાજે ને આ મુજ માટે. આપણે એને પ્રસાદ દેવોનો કહીશું. પ્હેરજો તમે એ ભિન્ન રીત. આ ડેઇઝી;[5] વાયોલેટ[6] હું વળી આપું થોડાં. અરે પણ એ તો સૌ કરમાઇ ગયાં મુજ પિતા મૃત્યુ પામ્યા એ વેળા. અંત તો શુભ હતો એ બધાનો એમ તો કહે છે.

મારા પંખી તું રૂડાં રંગીલાં
છે હૈયાના હાર.

લાર્ટિ : શોક ને દુઃખ, ઉદ્વેગ, જહન્નમે બનાવતી એ સહુ રમ્ય ને ચારૂ.

ઓફે : (ગાય છે).

નવ આવશે કો દિન એ ?
નવ આવશે એ દિન કો ?
રે, ના મરણ એ પામ્યો
મૃત્યુને જા પૂછ તું તો
નવ આવશે કો દિન એ.
શ્વેત દાઢી'તી હિમ શી
ને ક્ષૌમ કેશ મસ્તકે
રે રે ગયો જ એ ગયો
નિશ્વાસ ના કો નાખો
પ્રભુ શાન્તિ આપ આત્માને.[7]

---

કહેવા દીધા છે. આપણાં ફુલોના નામ એને બદલે આપ્યાં નથી. ૨ અને ફુલો, પ્રપંચ અને કૃતઘ્નતા દર્શક છે. રાજાને કદાચ એ આપતી હશે. શોકદર્શક છે. રાણીનો શોક અને ઓફે.નો શોક જુદી જાતના છે એ રીતે પ્હેરવા કહે છે. ૫ ઢોંગની સંજ્ઞા. ૬ સાચી ભક્તિ બતાવે છે.

૭ ખંડ હરિગીત.

સમસ્ત ખ્રીસ્તી આત્માને કાજ હું વિનવું પ્રભુને.
પ્રભુ રક્ષા કરે તમારી.

લાર્ટિ : રે પ્રભુ આ જુઓ તમે ?

રાજા : લાર્ટિસ ! દુઃખમાં તારા બનું ભાગી ન તો અરે
તું હક છીનવે મારો, જા તું, મિત્ર સર્વમાં
સુજ્ઞને કર લવાદ. જે વાત સાંભળી સહુ
ન્યાય તો આપણો કરે. પ્રત્યક્ષ, હસ્તથી અન્ય
વા તો, સદોષ જો અમે, રાજ્યને તાજ પ્રાણ યે
અમારો, સર્વ આપશું, સંતોષવા તને; અને
અમે નિર્દોષ જો, ધૈર્ય રાખ તું અમ સાથ ને
યત્ન સાથે જ આપણે કરશું, આત્મના તુજ
સંતોષ ખાતરે વળી.

લાર્ટિ : ભલે તો એમ થાય.
મૃત્યુ કારણ એ તણું, શબ યાત્રા વળી બહુ
ગુપ્ત, સ્મારક ચિહ્ન કો ના, સમશેર ઢાલ કે
શબ પરેજ એના, ના વિધિ કો અન્ય, ના ક્રિયા
મર્ણની ઠાઠમાં, લોકે આ, સ્વર્ગથી પુકારતાં,
જવાબ એ તણો મારે આપવો ઘટતો ખરે.

રાજા : તું આપજે યથાર્થ જે જવાબ. પરશુ મહા
ભલે શિરે પડે વધ કાજ એ અપરાધીના.
ચાલ સાથ કૃપા કરી.



## અંક ચોથો
## પ્રવેશ ત્રીજો

[કીલ્લામાં અન્ય ખંડ. હોરેશિયો ને નોકર આવે છે.

હોરે : કોણ એ મુજ સાથ જે બોલવા ઇચ્છતા અરે ?

નોકર : ખલાસીઓ મહાશય ! એમની પાસે પત્ર છે તમ માટે.

હોરે : આવવા દો. [નોકર જાય છે.
ના હેમ્લેટ મહારાજ સિવાય પાઠવે મને
કોઇ સંદેશ પૃથ્વીના એ ભાગથી ખરેખર.

[ખલાસીઓ આવે છે.

પ્હે. ખલાસી : આશિષ પ્રભુની.

હોરે : તને પણ.

પ્હેલો ખ. : આપશે એની જો મરજી થશે. પત્ર આ આપને
માટે છે મહાશય ! પાઠવ્યા આંગ્લદેશમાં જે
પ્રતિનિધિ એમનો, જો નામ હોરેશિયો હોય આપનું.

હોરે : (વાંચે છે:)
હોરેશિયો ! આ પત્ર વાંચી રહે પછી આ લોકને રાજાની મુલાકાતની વ્યવસ્થા કરી આપજે. એમની પાસે એને આપવાને કાગળો છે. અમારી સફરને બે દિવસ થયા હશે ત્યાં એક ચાંચીયાનું લડાયક વહાણુ અમારી પાછળ પડયું. અમારા વહાણની ઝડપ ઓછી હોવાના કારણે અમે તો નાછૂટકે એની સાથે યુદ્ધમાં પડયા અને ઝપાઝપીમાં હું એમના વહાણ પર કૂદી પડયો; એટલે હુંજ એકલો એમનો કેદી બન્યો. એમનો મારી સાથેનો વર્તાવ તો દયાળુ ચોરના

જેવો છે. પણ એ કદાચ જાણીને જ કરતા હશે; બદલામાં મારેયે એમને લાભ કરવાનો છે. જે કાગળો મેં મોકલ્યા છે તે રાજાને મળે એમ કરજે; અને તું મત્યુથી નાસે એટલી ત્વરાથી મારી પાસે આવજે. જે મારે તારા કાનમાં કહેવાનું છે તેથી તું અવાકજ બનશે. પરંતુ એ શબ્દોયે એને ન્યાય આપી શકશે નહી. આ ભલા મિત્રો તને મારી પાસે લાવશે. રોઝનક્રાંટ્ઝ અને ગીલ્ડનસ્ટર્ન તો આંગ્લદેશ તરફ સીધાવ્યા છે. એમને માટે યે મારે તને ઘણું કહેવાનું છે. આવજે.

તું જેને તારો જાણતો

હૅમ્લેટ

ચાલો આ પત્રની કરૂં વ્યવસ્થા ને ત્વરા થકી
જેથી હું તો જઇ શકું એની રે પાસ જેણે આ
પત્ર તો પાઠવેલ છે. [ જાય છે.



## અંક ચોથો
## પ્રવેશ ચોથો

[કીલ્લાનો એક ખંડ. રાજા અને લાર્ટિસ આવે છે]

રાજા : કરશે તુજ અંતર આ દોષ મુક્ત તો મને
હવે, ને સ્થાપશે, મિત્ર જેમ, હૃદયને વિશે.
આ સુણી સર્વ તેં અરે જાણ્યું હશે જ કે, હણ્યો,
જેણે તુજ પિતા, લેવા ઇચ્છતો મુજ જીંદગી.

લાર્ટિ : હવે તો લાગતું ખરે. કહો ના કેમ રે કર્યાં
કો ઉપચાર, આ કૃત્ય સામે, જે દોષગ્રસ્તને
મૃત્યુ દંડાર્હ છે. તમ સંરક્ષણ, વિવેક ને
વળી સૌ અન્ય કારણો મળી, સબળ પ્રેરણા
હતી જે કરવા ખરે.

રાજા : અરે છે મુખ્ય કારણો તો બે. લાગે તને કદા
ના દૃઢકાય એ, પણ છે એ તો સબળાં મુજ
મને. રાણી અને માતા એ તણી જીવતી મુખ
જોઇ એનું. અને હું તો – મારો એ ગુણ કે પછી
કહો એ દોષ – જડયું છે જીવન મુજ તો એવું
રાણીની સાથ, કે જેમ મૂકે તારક વૃત્તના
એનું, ન હું ય તો જીવી શકું એના વિના ખરે.
ને અન્ય હેતુ શા કાજ ના કંઈ હું કરી શકયો
એ, કે છે પ્રેમ તો એને વિશે સામાન્ય લોકને.
જે થકી નિજ પ્રેમમાં ઝબોળે દોષ એ તણાં,
એ થકી જેમ કાષ્ટને, પાષાણ, ઝરણું કરે,
થાય એ શૃંખલા એની નૂપુર ચારુ. ને મુજ
બાણ જે લઘુભાર છે વાયુ તોફાન સામે, તે
ફરી આવત ભાથામાં વીંધ્યા વિણુજ લક્ષ્યને.

લાર્ટિ : અને એમાં ઉદાત્ત એ ખોયા મેં મુજ તાતને
ભગિની આ અતીવરે દુ:ખદ સ્થિતિમાં પડી
જેના ગુણ પ્રશંસા જો કરું, જે ગત આજ છે,
દે પડકાર સર્વને શૃંગેથી એ ત્રિકાળના
મારો સમય આવશે વેરનો દિન કો અરે!

રાજા : ના બગાડીશ તું તુજ નિદ્રા એમાં. વિચાર તો
હશે તું કે અમે એવા જડ, નિરસ સત્ત્વના
કે માણતા મજા એને, એ દાઢી પકડી અમ,
હલાવે બળથી કો. આ વિશે તું સુણશે વધુ
અલ્પ જ સમયે. મને હતો પ્રેમ પિતા તારા
પર તે ચાહતા અમે જાતને. શીખવાડશે
એ જ, વિશ્વાસ છે મને, કલ્પનાને —

[ દૂત કાગળ સાથે આવે છે.

દૂત : કાગળો છે મહારાજ! હૅમ્લેટે છે લખેલ એ
આ મહારાજ માટે ને આ રાણી કાજ.

રાજા : હૅમ્લેટના ? અરે કોણ લાવ્યું ?

દૂત : ખલાસીઓ કહેતા એ. ના મેં જોયેલ એમને.
ક્લૉડિઓયે મને આપ્યા એને આપ્યા વળી અહીં
જે લાવ્યા પત્ર એમણે.

રાજા : તુંયે લાર્ટિસ! સાંભળ શું એમાં આ લખેલ છે.
તું જા. [ દૂત જાય છે.

(વાંચે છે)

રાજાધિરાજ! આથી જાણશો કે મને અસહાય
આપના રાજ્યમાં છોડયો છે. આવતી કાલે હું

આપના રાજવી ચક્ષુ જોવાની રજા માગીશ : જ્યારે
હું પ્રથમ ક્ષમા માગીને આ મારા વિચિત્ર ને
અચાનક પ્રત્યાગમનની કથા કહીશ.

હૅમ્લેટ

આનો શો અર્થ ? બીજાયે પાછા આવેલ છે ? અરે
આમાં કપટ છે કંઇ કે નથી ?

લાર્ટિ : ઓળખો અક્ષરો ?

રાજા : હૅમ્લેટનાજ અક્ષરો આ. 'અસહાય'! ને વળી
એ અનુલેખમાં નીચે લખે છે 'એકલો' અરે
આ સમજાવશે મને ?

લાર્ટિ : ના મને સૂઝતું કંઇ. આવવા દો. હૃદે મુજ
વળે તાઢક, સાંભળી એ કે જીવીશ હું અને
મોંયે કહીશ એના કે 'તારૂં જ કૃત્ય આ' ખરે.

રાજા : લાર્ટિસ ! એમ જો થાય —
અને ન એમ થાય જ કેમ ? કે અન્યથા વળી ?
મારૂં કહ્યું કરીશ તું !

લાર્ટિ : જી જરૂર મહારાજ ! આપ જો શાન્તિ માટ ના
જ્યાં સુધી ફરમાવશો.

રાજા : તારી જ શાન્તિને માટે. જો એ આવેલ છે અહીં
પાછો, સફર છોડીને, ને ના એ સફરે જશે
ફરી, મેં યુકિત એક છે ધારી ને લપટાવશું
એને એમાં, મરે જ એ જેથી. મરણને વિશે
શંકાનો ધ્વનિ ના કોઇ કાઢીયે શકશે, અને

માતાયે એ તણી ગણે નિર્દોષ યુક્તિ ને અને
અકસ્માત જ માનશે કારણ મૃત્યુનું નકી.

લાર્ટિ : મહારાજ! કરીશ હું કહ્યા પ્રમાણ આપના
કરો જો આપ એવું હું બનું નિમિત્ત એ તણું.

રાજા : એ બરોબર બેસે છે.
તુજ પ્રવાસ ને લઇ પ્રશંસા લોક તો કરે
તારી, હૅમ્લેટ સાંભળે તેમ, ને ગુણ એક ને
માટે તો ખાસ, જેમાં તું ઉત્કૃષ્ટ બહુ છે અને
તારા સર્વ ગુણો તણી પરિસંખ્યા થકી થઈ
ના ઈર્ષ્યા જેટલી, થઇ એટલી ગુણ એકથી
આ ને જે લાગતો બહુ મને તો નીચ પંક્તિનો.

લાર્ટિ : મહારાજ! કયો ગુણ?

રાજા : એ મોરપિચ્છ પાઘમાં યુવાનીના. અને વળી
આવશ્યક; યુવાનને શોભતાં પોરધાન એ
લલિત ને પ્રમાદી જે, પ્રૌઢને શોભતાં ખરે
વસ્ત્રો કૃષ્ણને ઘેરાં. એ તો ઉલ્લાસ ને વળી
ગંભીરતા નિરૂપક છે. પૂર્વે માસ બે અહીં
નૉર્મન્ડીથી હતો આવ્યો કો સદ્‌ગૃહસ્થ. મેં સ્વયં
જોયેલ યુદ્ધમાં, લોક ફ્રાન્સના જાણતા બહુ
અશ્વવિદ્યા. પરંતુ આ યુવાન પાસ તો હતો
જાદુ. જાણે ન જીનમાં એ જડયો હોય, અશ્વને
શી એ અજબ રીતથી કરેલ વશ કે પશુ
શૂરાં સાથ બની ગયો એ એકરૂપ. ને વળી
ધારવા કરતાં ય તો વિશેષ, એટલું કરી

બતાવ્યું, આ જ જો કરું અશ્વને કલ્પનાતણા
મુક્ત હું, વર્ણવી શકું ના એણે જે કરેલ સૌ.

લાર્ટિ : શું નૉર્મન હતો એ ?

રાજા : હા નૉર્મન.

લાર્ટિ : ત્યારે જરૂર લામોંદ.

રાજા : હા એ જ.

લાર્ટિ : એને તો ઓળખું હું એ તો છે સમસ્ત લોકનો
રે શિરપેચ ને વળી શિરોમણી ખરેખર.

રાજા : એણે તો શૌર્યનો તુજ કર્યો'તો એકરાર ને
સ્વરક્ષણ તણી કળા અને વિદ્યા વિશે બહુ
એણે ઉત્તમ આપ્યો' તો અભિપ્રાય; વિશેષ તો
અસિદાવ વિશે. ને એ બોલી ગયો ખરે જ એ
અદ્‌ભુત દૃશ્ય થાય જો તુજ સામે બરોબરી
કરનાર મળે કોને લડે તું સાથ. 'એમના
દેશના અસિ ખેલકો,' સમખાઇ કહે વળી,
જ્યાં લડે તુજ સામે ત્યાં ના બતાવી શકે ગતિ,
દૃષ્ટિ ચાપલ્ય કે પછી સાવધાની. મહાશય !
હૅમ્લેટની નિવેદન આથી શું ભભકી ઉઠી
ઇર્ષ્યા કે બસ ઇચ્છતો આવે સત્વર તું અહીં
ને ખેલે આસિ દાવતો સાથ એની. હવે મને
છે આમાંથી —

લાર્ટિ : શું આમાંથી મહારાજ ?

રાજા : લાર્ટિસ ! પ્રેમ તાતના પરે હતો તને ? અરે કે પછી માત્ર છે ચિત્ર તું દુઃખનું, અરે મુખ માત્ર અંતર ના વિના ?

લાર્ટિ : આ પૂછો કેમ ?

રાજા : ના એ કારણ કે પ્રેમ તાત કાજે તને નથી. પણ એ પ્રેમ તો વધે કાળ જતાં અને કહું હું અનુભવનાં આપી દૃષ્ટાન્ત, કાળ પ્રેમના સ્ફુલિંગ તેમ અગ્નિને શાન્ત યે કરતો. અરે પ્રેમની એ શિખામાં જ એવી છે કળ, વાટ, જે એને હોલવતી. ના તો સાધુતાએ રહે સદા એક જ સરખી, પણ જો અત્યંત વધે, પામે નાશ જ અતિરેકમાં. જે કંઇ કરવું અરે એ કરવૂં જ જોઇએ, કરવાની થતાં ઘડી. કારણ બદલાય એ 'કરવું' શાન્ત થાય કે લંબાય, હોય જેટલા લોક તો બોલનારથી કે કરનારથી, વા, તો કો દુર્ઘટના થકી. ને પછી 'કરવું' એ નિશ્વાસ કો ઉડાઉ ના જેવો જ બાળતો રહે હૃદયને અલં. હવે ફોડ બાબત – હૅમ્લેટ આ પાછો આવતો અહીં પિતાનો પુત્ર તું, સિદ્ધ કૃત્યથી કરવા અને ન માત્ર શબ્દથી એ તો, કહે શું કરશે અરે ?

લાર્ટિ : ડોકું કાપીશ હું એનું દેવળમાં.

રાજા : દેવળ, દંડપાત્રને લે રક્ષી, નવ યોગ્ય એ. મર્યાદા વેરને નથી. પણ લાર્ટિસ ! તું કરે

આટલું. ખંડમાં રહે તું તારા, જે સમે અહીં
આવે હૅમ્લેટ, જાણે તું આવેલ છે ગૃહે, અમે
શીઘ્ર મોકલશું જેઓ પ્રશંસા કરશે તુજ
શ્રેષ્ઠતાની; અને ફ્રેન્ચ ગૃહસ્થે ખ્યાતિ જે તુજ
ગાઇ દ્વિગુણ ઓપતો એને ચઢાવશે. પછી
એ સરખાવશે તમ બેઉને, હોડયે બકે
કોણ વિશેષ છે શ્રેષ્ઠ, એ અસિ દાવમાં, અને
અજાણુને ઉદાર એ કપટ મુકત જે, ખડ્ગને
ના જોશે લક્ષથી, જેથી ચાલાકી સહજે થકી
લઇને તીક્ષ્ણ તો અસિ કપટથી કરી ઘા, લે
તું વેર તુજ તાતનું.

લાર્ટિ : હું કરીશ અને વળી એ હેતુ કાજ ઝેર હું
પાઇશ અસિને. એવો લેપ કાતિલ મેળવ્યો
છે મેં રાસાયણી કને, તેમાં જો જરિ કે છરી
બોળીને કાપ મૂકી ને રકત કાઢો, ન ઔષધ
છે ઓષધીશ પાસે યે, મૃત્યુ થકી બચાવશે.
એને, જે આ થકી થાયે ક્ષત. હું અણિના પરે
કાલકૂટ લગાડી આ, જરાયે જો કરૂં વ્રણ,
મૃત્યુ નિશ્ચય માનવું.

રાજા : આને વિશેષ આપણે વિચારીએ. સમો વળી
સાધન અનુકૂળ જે આ કાર્ય કાજ, તે પણ
શોધીએ. જાય નિષ્ફળ આ યુકિત, પકડાય જો
અદક્ષતા થકી આ, ના યોગ્ય એક રવી; અન્ય
યોજના ઘડવી ઘટે માટે આ સાથ; એટલે
એ તો પાર પડે જો આ ઉતરે ના કસોટીયે.
શાન્ત! મને વિચારવા દે. એ કૌશલ્ય જે તુ જ

માટે શરત મારીશું મોટી. હા એ મળી મને.
અસિનાદાવ લેતાં જ્યાં થશો તપ્ત, તૃષાતુર,
—ને તારા દાવ એ માટે ખૂબ ઉગ્ર બનાવજે —
અને જે વેળ પીવાને માગે, રાખીશ પાત્ર હું
તૈયાર એ પ્રસંગને માટે. એ અલ્પ ઘૂંટડો
પણ લે, જાય નિષ્ફળ ઝેરી ઘા તુજ, તો પણ
આ થકી આપણો હેતુ ફળે. શાન્ત અવાજ શો ?

[રાણી આવે છે.

કેમ શું રે થયું રાણી પ્રિયે.

રાણી : એક દુઃખ જતાં બીજુ આવીને છે ઉભું. અરે
ઉપરા ઉપરી એમ આવતાં એ. સ્વસા તુજ
લાર્ટિસ ! જલમાં ડૂબી.

લાર્ટિ : ડૂબી ! ક્યાં ક્યાં અરે ?

રાણી : ઝરણાં પર આડું જ્યાં, ઉભેલ વૃક્ષ વેતનું,
રજત વર્ણ પર્ણોનો જેના તો, પડછાંય એ
જલે કાચ સમા પડે. ચિત્રવિચિત્ર પુષ્પની
માલા ધારેલ, આવી ત્યાં, મોગરા કેતકી અને
ધતુરા પુષ્પ, જેને તો અશ્લીલ નામ કો થકી
જાણે આહીર લંપટો, ગામઠી સભ્ય ગોરીઓ
જેને પ્રેતાંગુલી કહે. ત્યાં શાખા નમ્રના પરે
જતી'તી લટકાવવા નિજ લલાટ માલાને
પાપીણી ડાળ રે તૂટી, ને માલા સાથ સૌ, પડી
રોતાં એ ઝરણાં મહીં. પથરાઈ ગયા સહુ
વસ્ત્ર એ આસપાસ ને મત્સનારી સમી, ક્ષણ
અલ્પ સુધી રહી જલ ઉપરે ગીત એ સમે

ગણગણે પુરાણાં ને ના ભાન કષ્ટનું કશું,
પ્રાણી કો જેમ વા, જેનું જીવન જલને વિશે.
ના રહ્યું બહુ વાર આ, થયાં ભારે વસ્ત્રો જલ
ચૂસીને, ને બિચારીને તાણી, મધુર ધૂનમાં
જે લલકારતી, તળે પંકશય્યેજ મૃત્યુની.

લાર્ટિ : હાય ! ડૂબી જ એ અરે !

રાણી : ડૂબી ! ડૂબી !

લાર્ટિ : ઓફેલિયા ! અરે બહુ જલ છે તુજ પાસ તો.
ખાળીશ અશ્રુઓ મારાં. છતાં સ્વભાવ આપણો
એ. કુદરત તો રાખે ચાલુ એ નિજ રીતને
લજ્જાને જે કહેવાનું કહે ભલે. ટળે નારી,[1]
એકદા આ, જશે વહી. મહારાજ ! પ્રણામ છે.
છે મુજ પાસ શબ્દો તો અગ્નિસમ પ્રજાળતા
ઉગ્ર જે, પણ એને તો હોલવે નબળાઈ આ.
[ જાય છે.

રાજા : ગર્ટ્રુડ ! ચાલ પાછળ એની. પ્રયત્ન કેટલો
કરી મેં શાન્ત પાડયો ને હવે છે ભય કે ફરી
કોપ સળગશે આથી. ચાલ પાછળ એ તણી.
[જાય છે.



૧ રડવું એ નારીનો સ્વભાવ છે. એટલે લાર્ટિસનું કહેવું છે કે એનાં અશ્રુઓ એકવાર વહી જશે એટલે એનામાંથી નારીપણું જશે.

## અંક પાંચમો
## પ્રવેશ પહેલો

[કબરસ્તાન. બે મજુરો કોદાળી પાવડા સાથે આવે છે.

પહેલો મ: જેણે પોતે જ આ પોતાની મુકિત મેળવી અરે શું તેને વિધિપૂર્વક ઘટે છે દફનાવવી ?

બી. મ. : હું કહું છું કની કે હા. માટે કબર ખોદ તું સરખી રીતે. એનો તો પંચકયાસ થયો અને ઠર્યું કે વિધિપૂર્વક એને તો દફનાવવી.

પહે. મ. : એ તો કેમ બને ? ડૂબી હતી કંઇ જાત બચાવવા એ?

બી. મ. : નિર્ણય તો એવો થયો.

પહે. મ. : જાત રક્ષણ જ એ હોય તો તો ના બીજું. કહું તને આ મુદ્દો. ડૂબવું જો મુજ જાણીને હોય તો બને એ કૃત્ય; કૃત્યને વળી છે ત્રણ શાખા, કૃત્ય, ક્રિયા અને કૃતિ; જાણી ડૂબી અતઃ ખરે.

બી. મ. : અરે સાંભળ તું ભલા ખોદીયા !

પહે. મ. : રે મને બોલવા તો દે ! પાણી તો આમ છે અહીં, વારૂ; મનુષ્ય છે ઉભો અહીં, વારૂ; હવે જતો મનુષ્ય જળની પાસે અને ડૂબે પછી, ના કે હા એ મરે. લક્ષ્યમાં રાખ. પાણી પરંતુ પાસે જો આવે અને ડૂબે એ તો પોતે ડૂબાડતો નથી પોતાને તો. અતઃ મૃત્યુ માટે દોષિત જે નથી સંક્ષેપતો નથી એતો નિજ આયુષ્ય હાથથી ?

બી. મ. : છે શું આવો જ કાયદો ?

પ્હે. મ. : હા પંચકયાસનો એ છે ધારો.

બી. મ. : આમાંથી સત્ય શું આ નીકળે કે જો ના હોત આ કોઈ ભદ્ર સ્ત્રી ના એને દફનાવતે ખ્રીસ્તી વિધિપૂર્વક!

પ્હે. મ. : હા હવે તું કહે સાચું. અફસોસ ખરેજ કે એ મોટા લોકને છે છૂટ આદુનિયા વિશે, જે અન્ય ખ્રીસ્તી ઓ ના ભોગવે, ફાંસો ખાવા તણી અને પોતાનેડૂબાડવા તણી. લાવ કોદાળી. ભદ્ર લોક તો અસલમાં હતા ના. સૌ માળી, ખાડા અને વળી એ ઘોર ખોદનારા, જે આદમની[1] વૃત્તિને રાખતા ચાલુ.

બી. મ. : એ શું ભદ્ર હતો ?

પ્હે. મ. : પ્હેલાં હથિયાર તો એણે ધાર્યાં.

બી. મ. : એની તો પાસ એકેયે ન્હોતાં.

પ્હે. મ. : જંગલી છે ? ન શું જાણે શાસ્ત્ર ? કહે છે કે આદમ ખોદતો હતો. વિના હથિયાર એ ખોદી શકે ? સવાલ હું બીજો પૂછું. જો આપી ના શકે તુ એનો બરોબર જવાબ તો કબૂલ કરજે—

બી. મ. : અરે જા.

પ્હે. મ. : કોણ છે, જે બાંધે સુતારથી, નૌકા બનાવનાર કે કડિયાથીયે મજબૂત ?

બી. મ. : ફાંસી બનાવનાર છે, કેમ કે એનું ચોકઠું ટકે એના તો હજાર અધિવાસી[2] થકી.

---

૧ ખ્રિસ્તી બાઇબલ પ્રમાણે એ પ્રથમ માનવ.

૨ જેને ફાંસીએ ચઢાવ્યા હોય તે.

પ્હે. મ. : તારો નર્મ મને ગમ્યો. ફાંસી ખરેજ ઠીક છે. પણ એ ઠીક કેમ છે? કારણ એ ઠીક કરે, જે ખરાબ છે. ખરાબ તું કરે જો એમ તું કહે કે દેવળ કરતાંયે ફાંસી મજબૂત છે. અતઃ ફાંસી તને ઠીક કરશે. ચાલ બોલ તું ફરી.

બી. મ. : કોણ છે જે બાંધે સુતારથી નૌકા બનાવર કે કડિયાથીયે મજબૂત.

પ્હે. મ. : હા દે જવાબ અને છોડ એ.

બી. મ. : હા બસ હું એ કહીશ હવે.

પ્હે. મ. : બોલ.

બી. મ. : અરે ના આવડે મને.

[ હેમ્લેટ અને હોરે. દૂરથી આવે છે.

પ્હે. મ. : માથું રહેવા દે ફોડવું. આ જડ ગર્દભ મારથી કદમ નહીં ઉપાડે. પ્રશ્ન તો તને આ ફરીવાર કોઇ પૂછે તો કહેજે ઘોરખોદક. કહેજે કેમ કે ઘરો એ બાંધે પ્હોંચશે અરે પ્રલયકાળની લગી. જા એ પડોશના કલાલ પાસથી લઇ આવ એક દારૂભાજન. [ બી. મ. જાય છે. પ્હે. મ. ગાય છે.

નેહ તારો દીઠો જ્યારે ફાંકડો જુવાન
નેહ તો એ મીઠો નેહ તો એ રે મીઠો.
નેહ વેળા બાંધ્યો જે, કાળ તો શું જાણે
સોનાનોજ લાખ્યો લાગે મુજ ઘેલડાને.

હેમ્લેટ : રે આ માણસને કશું લાગતુંજ નથી, કે આ કાર્યને વિશે ઘોર ખોદતાં આવી રીતે ગાય છે!

હોરે : ધંધા અંગે થયો એ તો રોજનો વ્યવહાર.

હૅમ્લેટ : હા ખરે હાથ જેના છે નવરા લાગણી અરે તેનીજ વધુ કોમળ.

પ્હે. મ. : (ગાય છે)

પણ ઘડપણે, જેણે ધીમે પગલે ચોરના
પંજા મહીં એણે, લીધો જકડી જોરથી
લાવી મૂક્યો અહીં, આ દુનિયા વિશેજ જ્યાં
લાગે, કો દિન નહીં, યુવાની એ રે દીઠી.

[ખોદતાં એક ખોપરી નીકળે છે.

હૅમ્લેટ : હતી આ ખોપરીનેયે એકદા તો જીભ; ગીતોયે વળી એ ગાતી હશે. ગમાર આ, એને જમીન સાથે કેવો પટકે, ન જાણે ને હોય કેનતણું[1] એ મુખ હાડ જે આદિ ખૂની હતો! અરે હશે કોઇ રાજનીતિજ્ઞનું એ શિર. આજે પેલો ગર્દભ એને રમાડતો જે એકદા તો પ્રભુને પણ બહુ રમાડતો હતો. હોય ને?

હોરે : સંભવિત છે મહારાજ!

હૅમ્લેટ : કે પછી હોય કોઇ દરબારીનું જે બોલે 'પ્રણામ છે મહારાજ! મહારાજ! કુશળ છો આપ?' હોય આ વળી મહાશય ફલાણા જેણે તો ઢીકણા વળી મહાશયનો અશ્વ વખાણ્યો અને ખરેખર તો એની દાનત એમ કરી પડાવવાની એને. હોય ને?

હોરે : મહારાજ! હશે.

૧ આદમનો છોકરો જેણે પોતાના મોટાભાઇ એબલનું ખૂન કર્યું હતું.

હૅમ્લેટ : અરે છેજ. અને પછી હોય મહાશયા વળી કો ક્ષુદ્રાબાઇની ને વિના આભરણો. પડે બહુ આ ઘોર ખોદની કુહા તણાં પ્રહાર એના તો ડાચાં પરે. અરે કેવી ક્રાન્તિ આ હોય જો આપણી પાસે ગત જોવા તણી! અરે આ હાડનું હશે કેવું મૂલ્ય જીવતાં કે જેની સાથે આજે તો આવી રમત રમાય છે! હૃદય એ વિચારથી મારૂં પીડાય છે અરે!

પ્હે. મ. : (ગાય છે.)

કોદાળી રે આજે તારે ખોદવી છે રે
મૃદુ ઘોર તો કાજે મોંઘેરા મહેમાનને.

[ બીજી ખોપરી નીકળે છે.

હૅમ્લેટ : આ વળી નીકળી બીજી. કેમ ના હોય એ ખોપરી કોઇ ધારાશાસ્ત્રી તણી? ક્યાં એના સૂક્ષ્મ પ્રશ્નોની પરંપરા, વાકૃછળ ને એના દાવા મુદત ને પ્રયુક્તિઓ? અનાડી આ ઘોરખોદને એ કેમ શિરના પરે આ ગંદા પાવડા થકી પ્રહાર કરવા દે અને ના એ ફરિયાદી માડવાની ધમકી આપે? હા ને એ જન તો હોત ક્રેતા જમીનનો. એના ધારા અને વળી લખાણપત્ર, દંડ, દ્વિક પ્રમાણ પત્રોને જપ્તિ. એનુ ઉત્તમ મસ્તક સૂક્ષ્મ આ માટીથી ભરેલું! શું એ હશે ખરે એનો દંડનો દંડ અને જપ્તિ વળી સહુ જપ્તિની? ને હવે એના પ્રમાણ પત્ર ના આપશે પ્રમાણ ખરીદીનું ને એ ય બેવડાંવળી ક્રયનિદેશના જેમ! ને સમર્પણ પત્ર તો જમીનના સમાય ના એ પેટીમાં; કહે વળી મળે માલીકને એથી કંઈ વિશેષ કે?

હોરે : જરા પણ વિશેષ ના.

હૅમ્લેટ : ત્વક્‌પત્ર[૧] શું નથી બન્યું મેષચર્મતણું ?

હોરે : હા મહારાજ ! ને વળી વત્સ ચર્મતણું પણ.

હૅમ્લેટ : એ પણ વત્સને બધાં મેઢાંજ જે ગણે અરે એને તો પ્રમાણ પત્ર. હું બોલું આ જન સાથે. રે ભાઇ ! ઘોર આ કોની ?

પ્હે. મ. : મારી છે એ મહાશય !
(ગાય છે) મૃદુ ઘોર તો કાજે મોઘેરા મ્હેમાનને

હૅમ્લેટ : હા છે ખરેજ એ તારી જો વંચના હોય તને એવી.

પ્હે. મ. : એ તો છે ના તમારીયે જો કે છો વંચનાથી પર;
ને ના છે વંચના મારી તોયે મારીજ છે ખરે એ.

હૅમ્લેટ : ખરેજ વંચના આ તો જો કહે તારી. મૃત કાજે એ છે સજીવને માટે ના. વંચનાજ છે એટલે તારી.

પ્હે. મ. : સજીવ વંચના એ છે આવશે મુજ પાસથી એ તમારી પાસે.

હૅમ્લેટ : કોણ પુરૂષને માટે તું ખોદે ?

પ્હે. મ. : ના કોઇ પુરૂષ માટે આ.

હૅમ્લેટ : તો કોણ સ્ત્રીને કાજે ?

૧ એ વખતમાં લેખો કરારો વગેરે ચામડા પર લખાતાં. અંગ્રેજીમાં જેને Parchment કહે છે.

પ્હે. મ. : ના એને માટે પણ આ છે.

હૅમ્લેટ : ત્યારે કોનું દફન આમાં થશે?

પ્હે. મ. : એનું એક સમે હતી જે સ્ત્રી. કલ્યાણ થાય એ આત્માનું છે હવે મૃત.

હૅમ્લેટ : કેવો તીવ્ર બુદ્ધિ ગમાર આ! યથાર્થ બોલવું ઘટે નહીતર તો, અતિ સીધાય બોલના વક્ર અર્થ એ કરે. ને ખરે હોરેશિયો! મેં ત્રણેક વર્ષથી તો અવલોકયું છે કે જમાનો તો એવો શિષ્ટ બનેલ છે, અંગુઠો ગ્રામિકનો અડે અરે એડીને દરબારીની; દુઃખાડે એનું આંટણ વળી. અલ્યા તું કયારથી ઘોરનો ખોદનાર?

પ્હે. મ. : વર્ષના દિવસો ગણું તો એજ દિવસે થયો હું ઘોરખોદ જે દિને અમારા હૅમ્લેટ મહારાજે ફોર્ટિનબ્રાસને હરાવ્યો હતો લડાઇમાં.

હૅમ્લેટ : કેટલો કાળ એને થયો?

પ્હે. મ. : ના એ કહી શકો તમે? એ તો કોઇ યે મૂર્ખ જાણતો. એજ દિવસે જન્મ્યો નાનો હૅમ્લેટ, જે હવે ગાંડો થયો છે અને જેને તો આંગ્લ દેશમાં મોકલ્યો છે.

હૅમ્લેટ : ઓ હો છે એમ કે! એને શા કાજ મોકલેલ છે આંગ્લ દેશમાં?

પ્હે. મ. : કેમ કારણ ગાંડો એ. ઠેકાણે ચિત્ત આવશે ત્યાં અને જો ન આવે તોયે પીડા શી છે ત્યાં?

હૅમ્લેટ : કેમ ?

ર્હે. મ. : ત્યાં ખબર નહી પડે. ત્યાં તો બધા જ ગાંડા છે.

હૅમ્લેટ : કેમ કરી ગાંડો થયો ?

ર્હે. મ. : બહુ વિચિત્ર રીતે એમ લોકો કહે છે.

હૅમ્લેટ : વિચિત્ર રીતે ?

ર્હે. મ. : સાચે એ બુદ્ધિ નાશ થયો.

હૅમ્લેટ : શા કારણથી ?

ર્હે. મ. : ઘોરખોદ તરીકે તો ડેન્માર્કમાં મને થયાં ત્રીસ વર્ષ નાનેથી મોટે થતે.

હૅમ્લેટ : કેટલા દિવસો શબ જમીનમાં રહે એ સડયા વિના ?

ર્હે. મ. : સાચું કહું જો ના એ સડેલ મર્યા પૂર્વે – અને હમણાં હમણાં બહુ સડેલાં આવતાં મડાં જે દફનાવતામાં જ ખલાસ થાય – એ ટકે કંઇ આઠ નવેક વર્ષ ને ચમાર તો ટકે નવ વર્ષ.

હૅમ્લેટ : બીજાંથી કેમ એ વધુ ટકે ?

ર્હે. મ. : રે મહાશય ! એની તો ચામડી પકવેલ કેવી બને એના ધંધા થકી. કે પાણીને ન પેસવા દે એ શરીરમાં અને પાણી નાશક છે બહુ આ નખોદીયાં મરેલાં શરીરનું. ખોપરી આ જુઓ એને તો થયાં હશે વીસને ત્રણુ વર્ષ આ જમીનમાં.

હૅમ્લેટ : કોની છે એ ?

પ્હે. મ. : રે નખોદીયો હતો એ ગાંડો. કોની ધારતા તમે ?

હૅમ્લેટ : એ તો હું ના કહી શકું.

પ્હે. મ. : સતીયાનાશ જાય એ ગાંડાનું. આ શિરે મારા એણે એકવાર રેડેલો ર્‌હાઇનનો દારૂ. બસ આ ખોપરી મહાશય ! યોરીકની. હતો રાજાનો રંગલો એ તો.

હૅમ્લેટ : આ ?

પ્હે. મ. : અરે આ જ

હૅમ્લેટ : જોવા દે (ખોપરી લે છે.) અફસોસ ! રે યૉરીક ! હોરેશિયો ! મને હતી એની ઓળખ. એ જન ખૂબજ વિનોદી હતો; અને એનો વિનોદ પણ વળી બહુ ઉંચા પ્રકારનો. એની ખાંધપર તો મને કંઇ હજારવાર બેસાડયો હશે. અને હવે અરે કલ્પનાને ઘૃણા છૂટે ! રુધિર ઉકળે મુજ ! અહીં એ હોઠ લાગેલા જેને મેં કેટલીયે વાર ચૂમ્યા હશે ! રે ગયો કયાં તારો ઉપહાસ એ ને તારી ગમતો ? ગીતો તારાં ! એ તરલ મર્મ જે પેટ દાબી હસાવતો સહુને ? ના હવે અરે કોઇયે કરે આ તારા હાસ્ય તણો યે ઉપહાસ ! ડાચાં વિકૃત ! જા તું એ ખંડમાં બાઇજી તણાં અને એને મોંપર આંગળ જેટલું લપેડવા કહે. પછી લાગશે એ ચ્હેરો એનો આ તારાં ડાચાં જેવો. અરે હસાવતો ખરો એમ કહી. હોરેશિયો ! મને કહે આ.

હોરે : શું મહારાજ !

હૅમ્લેટ : શું સિંકદર એ પણ આવોજ લાગતો હશે જમીનમાં ?

હોરે : આવો જ.

હૅમ્લેટ : ગંધાતો પણ આવો જ ? છીઃ છીઃ

[ ખોપરી નીચે મૂકે છે.

હોરે : એવોજ તો મહારાજ !

હૅમ્લેટ : કેવો અધમ થાય છે આખરે આ ઉપયોગ આપણો ? કલ્પના કેમ એ ભવ્ય મૃત્તિકા અરે જે સિકંદરની તેને કલ્પે ના રંધ્ર પૂરતી કો દારૂ - ભાજનનાં ?

હોરે : એમ તો ધારવું જરા વધારે પડતું ખરેઃ

હૅમ્લેટ : અરે નારે જરાય નહી. વિના અતિશયોકિત જો પરિવર્તનનો ક્રમ લઇએ તો આમ આવશે : – સિકંદર મરી ગયો; સિકંદરતણું થયું દફન; ધૂળમાં મળ્યો સિકંદર; એ ધૂળની પછી બનાવતા ચીકણી મૃત્તિકા; મૃત્તિકા વિશે જો એ તો ફેરવાયો, ના શા માટે બંધ કરે એ દારૂભાજન ?

[1]સમ્રાટ સીઝર થયો, મૃત પામતાં એ
માટી, બને પવનને, અટકાવવા જે
રન્ધ્રે પ્રવેશ કરતો બહુ, રોધની તો.
રે મૃત્તિકા જગતને, અહ ડારતી શું
જે એકવેળ, બનતી, બસ થીંગડું એ
દીવાલનું, શિશિરના બહુ ઉગ્ર શીત
વાની ઝપાટ થકી તો, જન રક્ષવાને !

---

૧ વસંતતિલકા.

પણ શાન્ત અરે શાન્ત. રાજા આવતા આ બાજુ અહીં.

[ પાદરીઓ વગેરે સરઘસમાં આવે છે. પછી ઓફેલિયાનું શબ; પાછળ લાર્ટિસ અને બીજા ડાઘુઓ રાજા રાણી દરબારીઓ વગેરે.

રાણી દરબારીઓ કોની પાછળ આવતા? ના કંઇ વિધિ? આથી તો લાગે છે કે શબ જે તણું તેણે નિજ જીવનનો બળાત્કારેજ અંત આણ્યો છે; ને વિશિષ્ટએ લાગે છે. એનું સ્થાન. છુપાઇ ક્ષણ જોઇએ.

[ હોરે. સાથે બાજુએ જાય છે.

લાર્ટિ : હવે શી વિધિ?

હૅમ્લેટ: પેલો લાર્ટિસ, છે બહુ ઉમદા એ યુવાન. જો.

લાર્ટિ : હવે શી વિધિ?

પ્હે. પાદરી : જેટલી શકય એટલી કરી મરણની ક્રિયા. અનિશ્ચિત ગણાય છે આ તો નિમિત્ત મર્ણનું. આદેશ હોત ના જો, જે ના અવગણવો શકય છે, સૂવું રે હતે પડયું અપવિત્ર જમીનમાં, દિન કયામતના લગી. પ્રાર્થના બદલે અરે છે વરસાવવાં ઇષ્ટ એ ઢેફાં ધૂળ પથ્થરો, એના પરે. છતાં સહુ જે યોગ્ય વિધિ, માળાઓ, પુષ્પ ને ઘંટનાદતો, વળી સૌ અન્ય જે વિધિ એને તો લાવવા ગૃહે અંતિમ આ, ખરે કરી.

લાર્ટિ ; આથી વિશેષ ના હવે?

પ્હે. પાદરી : ના હવે તો કશું નહી. દૂષિત થાય એ ક્રિયા મર્ણની જો અમે હવે એ ગીતો મૃતશાન્તિ ના

ગાઇએ, અથવા એવી કરીએ કો ક્રિયા જે છે
માત્ર એ લોકને કાજે જેનું તો મર્ણ શાન્તિમાં.

લાર્ટિ : સ્વવાડો તો જમીનમાં. ઉગે, પુષ્પો પવિત્ર ને
સુંદર, દેહથી એનાં વાયોલેટ તણાં. અને
ઓ હીન પાદરા ! થશે ભગિની મુજ દિવ્ય કો
શકિત, તું પાડશે જ્યારે નર્કે બૂમો વ્યથા થકી.

હૅમ્લેટ : કોણ ઓફેલિયા ચારૂ !

રાણી : ( ફુલ નાંખતાં ) મધુરને મધુર આ. આવજે !
પત્ની હૅમ્લેટની થાય તું એ તો આશ સેવતી
હતી; મધુર ઓ બાલે ! શય્યા સોહાગની તુજ
પુષ્પથી શણગારવા, હું તો ઉમેદ રાખતી,
ના શય્યા તુજ મૃત્યુની !

લાર્ટિ : ત્રિગુણ દુઃખ ઓ દસ વાર ત્રિગુણ તું શિર
એને રે પડજો જેના દુષ્ટ કૃત્ય થકી બની
વિમુખ બુદ્ધિથી તું તો. હું એકવાર ને ફરી
મુજ લઉં ઉરે એને, ત્યાં સુધી થોભ નાખવી
માટી એના પરે અરે. [ ઘોરમાં કૂદી પડે છે.
રે કરો ઢગલો હવે માટીનો, મૃતને વળી
જીવંત ઉપરે એવો કે જે પર્વત શો બને
એ પેલીયનથી[1] પણ ઉંચો; આકાશ ચૂમતા
નીલવર્ણ નગેન્દ્ર કે ઑલીમ્પસ[2] થકીય તો.

હૅમ્લેટ : કોણ એ તો વ્યથા જેની તીવ્ર છે એટલી ! અને

૧ ગ્રીક દંતકથાનો એક ઉંચો પહાડ. ૨ એ પણ ગ્રીક દંતકથામાં દેવલોક વસતા એ ઉંચો પહાડ.

રે શોકોદ્ગાર થંભાવે જેના, તારકને નિજ
ભ્રમણમાં, બને બહુ આશ્ચર્ય હત જે? અરે
એ તો હૅમ્લેટ ડેન હું. [ઘોરમાં કૂદી પડે છે.

લાર્ટિસ : શેતાન શાપતો તુજ આત્મા ! [એને બાઝે છે.

હૅમ્લેટ : પ્રાર્થના તુજ છે બૂરી. ગળેથી છોડ હાથને.
જો કે હું શીઘ્ર ક્રોપી તો નથી, ઉતાવળો વળી,
છે ભયંકર કંઇક મારામાં જે થકી તુજ
એ ડહાપણ ચેતાવે તને. રે છોડ હાથને.

રાજા : છૂટા પાડો.

રાણી : અરે હૅમ્લેટ ! હૅમ્લેટ !

બધાજ : સભ્યો !

હોરે : શાન્ત થાઓ મહારાજ !

[નોકરો બન્નેને છૂટા પાડે છે ને ઘોરમાંથી એ બહાર આવે છે.

હૅમ્લેટ : હું તો લડીશ કારણ એ માટે. પટલો મુજ
ચક્ષુના હાલતાં બંધ રહેશે ત્યાં સુધી અરે.

રાણી : શું એ કારણ ઓ પુત્ર ?

હૅમ્લેટ : ઓફેલિયામાં બહુ પ્રેમ મારો
ભ્રાતા ન ચાલીસ હજારના એ,
રે પ્રેમનું તો પરિણામ આવે
બરોબરે પ્રેમ તણીજ મારા.[૧]
તું શું કરીશ એ માટે !

---

૧ ઉપજાતિ.

રાજા : એ તો લાર્ટિસ ! ગાંડો છે.

રાણી : પ્રભુ ખાતર રે કોઇ વારો એને.

હૅમ્લેટ : અરે બતાવ તું તો શું કરશે: રડશે ? અરે લડશે ? ઉપવાસ તું કરશે ? દેહ ચીરશે ? ઝેર પીશે ? અરે ખાશે મગરને ? કરીશ એ હુંયે. આક્રંદ આવ્યો તું કરવા ? ઘોરમાં કૂદી હુંથી અધિક દાખવે ? જીવતો તું દટાવવા માગે ? હું એ દટાઇશ. લવે પર્વતને વિશે તું ? અમ પર કોટિયે વીઘા જમીન નાંખજો ખોદી, કે શિર એ તણું દાઝે જ્વલંત મંડળ અડકીને, અને ઓસા[1] જણાય તલના સમો ! અરે તું બોલશે જેમ હુંયે બોલી શકું તેમ.

રાણી : આ તો છે ઘેલછા માત્ર. ને આમ બોલશે વળી આવેશ જ્યાં સુધી રહે. ક્ષણમાં શાન્ત એ થશે. કપોતી જેમ, એના તો અર્ભક દ્વય હેમશાં નીકળે બહાર કે મૌન ઉતરે એ પરેજ તો.

હૅમ્લેટ : સાંભળો છો મહાશય ?
કેમ તું આમ વર્તતો મુજ સાથે ? મને હતો પ્રેમ તું પર. રે હશે. એ હર્ક્યુલીસ[2] તો કરે ગમે તે, પણ બોલશે બિડાલ, શ્વાનનો પણ સમય આવશે વળી.

[ જાય છે.

૧ એ પણ ગ્રીક દંતકથાનો પહાડ છે.

૨ ગ્રીક દંતકથામાં સૌથી બળવાન પુરૂષ—ભીમસેન જેવો. આ જૂની કહેવત છે કે હર્ક્યુલીસ જેવો બળવાન પુરૂષ કરવું હોય તે કરે પણ કોઇક વેળા બિડાલ જેવા કે શ્વાન જેવા નબળા લોકોનો યે વખત આવશે.

રાજા : હોરેશિયો ! કૃપા કરી એને જોજે.

[ હોરે જાય છે.

(લાર્ટિસને) ધીરજ રાખ આપણી એ ગત રાતની સહુ
વાતો પછી. અને વેગ આપશું વસ્તુને હવે.
પ્રિય ગર્ટ્રુડ ! પુત્ર આ તારાને કાજ કોઇને
રાખ સંભાળવા. અરે ઘોર આ પર સ્મારક
[1]જીવંત સ્થાપશું. હવે કલાક શાન્તિમાં મુજ
ગાળવો ત્યાં સુધી ધૈર્ય ધારીને બેસવું ઘટે.



૧ ઓફેલિયાની ઘોર પર કોઇ જીવતાનું બલિદાન આપશું—હૅમ્લેટનું—એવો રાજાનો વ્યંગાર્થ છે.

અંક પાંચમો
પ્રવેશ બીજો

[કીલ્લામાં એક ખંડ. હૅમ્લેટ ને હોરેશિયે આવે છે.

હૅમ્લેટ : આ કથાને વિશે આમ. હવે બીજી કહું તને,
છે ને સ્મરણમાં તને સર્વ સંજોગ તો વળી?

હોરે : હા યાદ છે મહારાજ!

હૅમ્લેટ : મહાશય! હતી મારાં હૃદયે, લડવા તણી
ઇચ્છા, જે કારણે ના હું, ઉંઘીયે શકતો; અરે
બેડી ધારેલ એવા એ, બંડખોર સમાન તો
મારી સ્થિતિ થઇ હતી. હું સાહસિક રે થયો.
ધન્ય સાહસને. અરે ઘણીયે વાર આપણો
અવિચાર વિશેષ તો સહાયરૂપ થાય છે,
જ્યારે વિચાર પૂર્વક કરેલ યુક્તિ જાય છે
ખાલી સૌ. શીખવે આમ આ તો આપણને વળી,
કે છે દૈવત એક, જે ઘડે છે પરિણામને
સહુના, ઘડવા ધાર્યા કેવાયે ઘાટ આપણે.

હોરે : એ તો ખરૂંજ છે.

હૅમ્લેટ : પછી એ કોટડીમાંથી વીંટી નાવિકનો મુજ
પોશાક, અંધકારમાં હું ગયો માર્ગ ખોળતો
એમને શોધવા; અને થયો સફળ. કાગળો
લીધા મેં એ તણા અને છેવટે કોટડી વિશે
આવ્યો ફરી. અને કહો ધૃષ્ટતાથી, ભયે મને
ભૂલાવી સભ્યતા કે, મેં રાજાના પત્રને અરે
ખોલ્યો. હોરેશિયો! ત્યાં તો રાજ કપટ! એ હતી
આજ્ઞા સ્પષ્ટ, અનેક તો કારણોથી વિભૂષિત,

ડેન્માર્કની સલામતી, ને સાથે આંગ્લદેશની
અને રે! મુજ તો વિશે શો બતાવેલ બાહુ ?
કે આને, વાંચતાંજ ને ખોયા સમય તો વિના
અરે પરશુની ધાર કરવા જેટલી પણ ઢીલ ન
મુજ મસ્તક છેદવાને વિશે હતી.

હોરે : એ શક્ય છે ?

હૅમ્લેટ : આ છે આજ્ઞા રહી. અને વાંચજે નવરાશમ
પણ કરેલ શું પછી જાણવું છે તને ખરે

હોરે : કૃપા કરી.

હૅમ્લેટ : આમ કપટજાળમાં હું પરિસ્થિત, બુદ્ધિ તે
મુજ, મંગળ બોલે, તે પ્હેલાં, નાટક તો થયું
શરૂ. ને તે થકી મેં તો નવી આજ્ઞા ઘડી, લખ
એ સારા અક્ષરે. હું તો એકદા માનતો અ
આપણા રાજનીતિરો માને છે તેમ, કે બ
અધમ છે કહાડવા અક્ષરો શુભ. યત્ન
કીધા મેં ભૂલવા અરે એ વિદ્યા; પણ આ સ
મહાશય! ખરેખર, સારી ગરજ મિત્ર
એણે. રે જાણવું છે કે મેં શું લખેલ એ વિશે

હોરે : હા મહારાજ!

હૅમ્લેટ : રાજા તરફથી એને આજ્ઞા સાગ્રહ. એક તે
ખંડિયો આંગ્લદેશ, ને એકનિષ્ટ વળી, ઉભ
વચ્ચે પ્રેમ, વધે તાલ વૃક્ષની જેમ, ને રહે
માલા ઉજ્વલ શાન્તિની. બને સાંકળ એમ
સ્નેહની; એમ બીજાં તો અનેક એ યથા તર

સબળ જે થકી સહુ કારણ ધ્યાનમાં લઈ,
વાંચી આ, ને વિશેષ તો તર્ક વિતર્કના વિના,
આ પત્રવાહકોને તો, તત્કાલ હણવા. ન તો
સમય આપવો કરે પાપનો એકરાર એ.

હોરે : આપે મહોર બાબત શું કર્યું?

હૅમ્લેટ : રે એમાંયે હતો કંઇ સંકેત પ્રભુનો. હતી
મુજ પાસ પિતાતણી મહોર. પ્રતિમા ખરે
ડેનની એ મહોરની. પત્ર પ્રથમ જેમ મેં
વાળ્યો ને શિરનામ મેં લખ્યું ના ઓળખાય એ
એવું કર્યું; સુરક્ષિત મૂકયું કે બદલી તણી
પડે ખબર ના. બીજે દિવસે દરિયાઇ એ
યુદ્ધ થયું પછીનું શું તે તો તું જાણતો બધું.

હોરે : ગીલ્ડનસ્ટર્ન ને સાથે રોઝનક્રાટ્ઝ તો ગયા—

હૅમ્લેટ : અરે ભાઇ હતા બન્ને આ કાર્યે રત; ના મુજ
અંતર ડંખતું એથી; એમનો નાશ તો થયો
દખલ એમની થકી. બળીયા લડતા હોય
એ મરણાન્ત યુદ્ધમાં, કો નીચે આવવું વચ્ચે
પ્રાણહર પ્રહારની એમના, છે ભયાવહ.

હોરે : કેવો આ તો અરે રાજા!

હૅમ્લેટ : ના લાગતું તને હવે મુજ કર્તવ્ય છે ખરે
કે જે રાજા થકી—નૃપ હણાયો મુજ, ને વળી
ભ્રષ્ટ થઇ મુજ માતા, હરાઈ આશ તો સર્વ
મારી નિયુકત એ થયે, જીંદગી મુજ કારણે
બીછાવી જાળ તો બહુ છળથી—નવ ડંખતું
અંતર હસ્તથી દંડ દેવા—અરે નથી પાપ

શું પ્રકૃતિ વિશે હજી રાખવો એ સડો, વધુ ઝેર ફેલાવવા ખરે ?

હોરે : મળશે આંગ્લદેશના એને ખબર કે થયું શું ત્યાં તો, અલ્પ કાળમાં,

હૅમ્લેટ : હા અલ્પ કાળમાં. પણ એ અંતર્ગત કાળ તો મારો. ને એક બોલે ત્યાં મનુષ્યનું સમાપ્તયે થાય જીવન. રે પણ હોરેશિયો ! છઉં બહુ દુઃખી લાર્ટિસની સાથે ભૂલ્યો હું મુજ ભાન તો. મારો આ હેતુ જોતાં હું ચિત્ર દોરી શકું અરે એનાતણું. કરીશ હું યત્ન મેળવવા વળી પ્રેમ એનો. ખરે જોઇ એ આડંબર દુઃખનો ઉછળ્યો મુજ ક્રોધ તો.

હોરે : શાન્ત આ કોણ આવતું ? [ ઑસરીક આવે છે.

ઑસ : ડેન્માર્કમાં મહારાજ ! સુસ્વાગત આપનું.

હૅમ્લેટ : ઉપકાર મહાશય ! [હોરે.ને] ઓળખે આ જલમક્ષિકા?[1]

હોરે : ના મહારાજ !

હૅમ્લેટ : (હો.ને) નસીબદાર છે તું તો. એને ઓળખવોયે પાપ છે. એની પાસે તો બહુ જમીન છે અને તેયે ફળદ્રુપ; કો પશુએ જો પશુનાથ હોય તો થાય માનીતું રાજાનું. એ તો છે કાગડો પણ કાંચનમય છે ઘણો.

૧ પાણીની સપાટી પર આ માખી કારણ વિના ઉપર નીચે ઊડયાજ કરે છે. એટલે એ સૂચક અર્થમાં જે ખોટી દોડધામ કરે હેતુ વિના તેને માટે એ વપરાય છે.

ઑસ : કૃપાનિધાન! આપને સમય હોય તો કહું રાજાજીયે[૧] જે કહાવ્યું.

હૅમ્લેટ : સાંભળીશ મહાશય! એકાગ્રચિત્તથી. અરે આ શિરવેશનો તો યોગ્ય જે ઉપયોગ તો કરો. એ તો છે શિરને કાજે.

ઑસ : ઉપકાર મહારાજ! ઉષ્ણતા અતિ.

હૅમ્લેટ : ના ના ખરેજ છે બહુ શીત, ઉત્તરાદો વળી વાયુ.

ઑસ : હા જી સામાન્ય શીતલ મહારાજ!

હૅમ્લેટ : ને છતાં ઉકળાટ ને તાપ છે બહુ, આ મારો ચ્હેરો—

ઑસ : ઉકળાટ મહારાજ! ખૂબ જાણે—અરે ન હું વર્ણવી શકું! મહારાજ! રાજાજીયે બકી છે બહુ મોટી હોડ આપને કાજે. વાત તો આમ છે મહારાજ!—

હૅમ્લેટ : કૃપા કરી અરે આ તું યાદ રાખ.

[ હૅમ્લેટ એની ટોપી એના હાથમાંથી લઇ એને માથે મૂકે છે.

ઑસ : ના મહારાજ! મારીજ સ્વસ્થતા કાજે એ. મહાશય! હમણાંજ આવ્યો છે રાજસભા વિશે આ લાર્ટિસ. આર્ય એ તો છે સર્વાંગે ને સહુ કળા વિશે પ્રવીણ છે વળી, સંસ્કારી ને ભવ્ય દર્શને;

........................

૧ ઑસરીક ભાષા દરબારીની એટલે મોટા શબ્દોવાળી વાપરે છે. હૅમ્લેટ પણ એવીજ ભાષામાં ઉત્તર આપી એને બનાવે છે.

ને સહૃદયથી જો કહું તો એ તો આર્ય માટે છે
દર્શક, જે જણાવતો આદર્શ આર્ય કેવો હોય.

હૅમ્લેટ : મહાશય ! ના વર્ણન દૂષિત થાય આ તમ મુખે.
જાણું ખરેજ કે જો નામાવલિ પ્રમાણે એના
ગુણની ગણના કરે, ગણિતે ઘૂર્ણમાન થાય
એ ગણતાં, છતાં એના વિવિધ ચમકારનો તો
પારે ના આવે. પ્રશંસા સત્ય જો કરૂં એ છે
વિશાલ આત્મા ને એવું નિર્માણ દુર્લભ ને વિરલ
અને યોગ્ય ભાષામાં જો કહું ખરે એના સરખો તો
મળે માત્ર દર્પણમાંજ એના; ને એની પ્રતિછાયાજ
માત્ર એની સાથે બરોબરી કરી શકે: ના કોઇ અન્ય.

ઑસ : સત્ય મહારાજ ! આપ કહો છો.

હૅમ્લેટ : શી ધૃષ્ટતા મહાશય ! શા કાજે એ સભ્ય ને
અમ અસંસ્કૃત ઉચ્છવાસથી કરવો ભ્રષ્ટ આ રીતે ?

ઑસ : મહાશય ?

હોરે : આ બીજા શબ્દમાં શું ના કહી શકાય ? ને ખરે
મહાશય ! તમે બોલી શકશો.

હૅમ્લેટ : સભ્યનું નામ લેવાનો શું અર્થ ?

ઑસ : લાર્ટિસનું ?

હોરે : એનો કોશ તો થયો ખાલી. સુવર્ણ શબ્દ તો
બધા ખૂટી પડયા.

હૅમ્લેટ : હા એનુંજ.

ઑસ : નથી અજ્ઞાન આપ તે જાણું છું પણ —

હૅમ્લેટ : મહાશય ! તમે ખરેજ હોત જાણતા જે હું જાણું, પણ
જો જાણો એ જાણવાથી ના મને ગણો સ્તુત્ય.
મહાશય ! પછી ?

ઑસ : અરે લાર્ટિસ કેવો છે વિશે અજ્ઞાન તો નથી—

હૅમ્લેટ : એ તો કબૂલ ના કરી શકું કારણ કે રખે
એના જે ગુણ તે સાથે હું મારા સરખાવતો.
અન્યને જાણવા કાજે પ્રથમ તો ખરે જાણવો પોતાને.

ઑસ : હું બોલું છું મહાશય ! એના શસ્ત્ર વિશે. બહુ
નામના મેળવી એણે જેમાં, ને છે અતુલ્ય એ.

હૅમ્લેટ : એ કયું શસ્ત્ર ?

ઑસ : ખડ્ગ ને કટાર.

હૅમ્લેટ : આ એ છે શસ્ત્ર. પછી ?

ઑસ : રાજાએ અમુક શરતે બકયા છે હોડમાં છ બર્બર
અશ્વો ને એની સામે છે મૂકયા, ફ્રેન્ચ ખડ્ગ ને કૃપાણો
છ ઉપાંગોની સાથે; એ કોશ, વાહનો ને વળી બીજું.
વાહન ત્રણ તો ખરેજ હૃદયંગમ છે ને એના ત્વારંગ
સાથે છે બહુ અનુરૂપ. અરે બહુ લલિત સહુ
વાહનોને વળી નકશીદાર.

હૅમ્લેટ : વાહનો તું કોને કહે ?

હોરે : મને તો લાગતું'તુંજ કે પૂરું થાય ત્યાં સુધી કો
ટિપ્પણી તણો લેવો પડશે આશરો.

ઑસ : એ વાહન મહાશય ! એટલે મ્યાન.

હૅમ્લેટ : શબ્દ પ્રસ્તુત જો અમે કમરે તોપ રાખતા. ત્યાં સુધી મ્યાન તો કહો. એ છ બર્બર અશ્વોની સામે છ ફ્રેન્ચ ખડ્ગો ને એના ઉપાંગોને ત્રણ નકશીદાર વાહન. ડેનની હોડ સામે ફ્રેન્ચની. ને 'અમુક શરતે' વળી તું કહે !

ઑસ : રાજાએ હોડ એવી બકી છે કે બાર દાવમાં એ ત્રણથી વિશેષ તો વાર આપને ઘા કરે. શરત બાર ઘાની સામે નવ ઘા ગણાય. આપ આ મહારાજ ! તત્કાળ સ્વીકારશો તો આ ક્ષણે જ પરીક્ષા થશે.

હૅમ્લેટ : ના પાડું તો ?[૧]

ઑસ : હરીફાઇ વિશે હું તો કહું છું મહારાજ !

હૅમ્લેટ : મહાશય ! અહીંજ હું ફરૂં છું. જો ભૂપની ઇચ્છા થાય, આ દિન નો સમો મુજ વ્યાયામનો છે તો શસ્ત્ર લાવવાં. સભ્ય એ પણ જો ઉત્સુક ને રાજાનોય દૃઢ નિશ્ચય તો કરૂં યત્ન જીતાડવા. જો ન હું જીતું તો બદનામ હું બનું અને ઘા જે મળે ખાવા એ જુદા. બસ.

ઑસ : આ શબ્દે શબ્દ આપના ત્યાં હું કહું.

હૅમ્લેટ : આ અર્થમાં મહાશય ! જે શબ્દોનો આડંબર આપવો હોય તે પછી.

---

૧ હૅમ્લેટ જાણી જોઇ એ અમુક શરત ના સ્વીકારૂં તો' એ અર્થમાં કહે છે.

ઑસ : સેવક છું મહારાજ ! આપનો.

હૅમ્લેટ : તારો તારો. (ઑસરીક જાય છે.) અરે ઠીક એ પોતેજ કહે છે, ના જીહ્વા અન્યની એ કાર્ય તો કરી શકે.

હોરે : આ બચ્ચું ઓળની સાથેજ ધુંટણીયાં તાણી નાઠું.[1]

હૅમ્લેટ : પય ચુસતાં પૂર્વે એણે સ્તુતિ કરી. અરે એ—
અને અન્ય એનાજ જેવા બહુ જેના પર વારી જતો
આ મલિન જમાનો—સમા તણો રાગ જાણે, અને
વળી એ ટાપટીપ શબ્દની; છે માત્ર જે સંગ્રહ
ફીણનો. સામાન્ય વ્યવહારમાં ઉપયોગી થતો
ને અજ્ઞ કે સુજ્ઞને પણ મુગ્ધ કરે; પણ જો ચઢાવો
એને કસોટીએ બુદ્‌બુદ ફુટતાં પછી.

[ એક ઉમરાવ આવે છે.

ઉમરાવ : રાજાજીએ મહારાજ ! પાઠવેલ જુવાન
ઑસરીકની સાથે સંદેશો, જેનો જવાબ એ લાવ્યો
કે આપ એમને બાહ્ય ખંડમાં મળશો. એ તો
પૂછાવતા કે આપ લાર્ટિસ સાથે ખેલશો સદ્ય
વા કાલાન્તરે ?

હૅમ્લેટ : હું તો અચળ છું મારા નિશ્ચયમાં. સેવતો હું
તો રુચિ જે રાજાની: અને સજ્જ જો એ તો સજ્જ
હું પણ, સદ્ય અન્ય સમયે અથવા, જો હોઉં હું
આજના જેવો સશક્ત.

---

૧ ઑસરીક બહુજ બીનઅનુભવી, વયમાં કાચો છતાં પ્રગલ્ભ પતરાજી છે એવી હોરેશિયો ટકોર કરે છે. બાળક ઓળની સાથે એટલે જન્મતાંજ ઘુંટણીઆ તાણે એ બહુજ પ્રગલ્ભ કહેવાય.

ઉમરાવ : રાજા, રાણી અને અન્ય સહુ ત્યાં આવે.

હૅમ્લેટ : સમય બરોબર સાધ્યો.

ઉમરાવ : રાણીજી ઇચ્છતાં કે આપ લાર્ટિસ સાથે ખેલો તે પ્હેલાં બે શબ્દ બોલશો પ્રેમથી.

હૅમ્લેટ : શુભ આદેશ એમનો.

[ ઉમરાવ જાય છે.

હોરે : આપ આ હોડ હારશો.

હૅમ્લેટ : હું નથી ધારતો; ફ્રાન્સ એ ગયો ત્યારથી મને એનો સતત અભ્યાસ છે; ને અસામ્ય એ હોડ છે એટલે જીતીશ. પણ અરે તું શું જાણે ઉરે ઉંડુ શું વલોવાઈ રહ્યું આ મારા! હશે. શું એને ગણવું!

હોરે : ના પણ એ મહારાજ!—

હૅમ્લેટ : છે હાસ્યાસ્પદ. પીડે એ સંશય માત્ર કોઇ નારીને.

હોરે : આપના આંતરને જો ના ગમે, ના એ કરશો. સહુ આવે પહેલાંજ જઇ કહું કે આપનું સ્વાસ્થ્ય અનુકૂળ નથી.

હૅમ્લેટ : જરા પણ નહી; અરે શુકનો અવમાનશું. ભાવિનો હાથ તો છે એ પાતમાં ચકલી તણાયે. ને મોત ધારતાં આજેજ આવશે નયે આવે; અને નથી ધારતાં કે આવે, અવશ્ય એ આવે. ના આજે આવે તો આવશેજ ભાવિમાં, તૈયારી માત્ર જોઇએ. અને પાછળ જો નથી કાંઇ તો ભલે સદ્ય આવે કે કાલાન્તરે. વ્યર્થ બધી ચિન્તા. થવાનું જે થશે નકી.

[રાજા, રાણી, લાર્ટિસ, ઉમરાવો, ઑસરીક અને નોકરો તરવાર વગેરે લઇને આવે છે; એક મેજ પર મદ્ય ભાજનો વગેરે સાથે લાવે છે.

રાજા : આવ હૅમ્લેટ ! લે હાથ આ.

[રાજા લાર્ટિસનો હાથ હૅમ્લેટના હાથમાં મૂકે છે.

હૅમ્લેટ : મહાશય ! ક્ષમા માગું. મેં અપરાધ છે કીધો. સજ્જન આપ છો માટે ક્ષમા કરો. અહીં સહુ જે એકત્રિત એ જાણે, ને સુણી વાત તો તમે હશે, કે પીડતી મને ચિત્તની વ્યગ્રતા બહુ. કીધું મેં, જે થકી તમ સ્વભાવ લાગણી કે પછી એ માનવૃત્તિ આકુળ તો બન્યાં, સર્વ એ થયું ઘેલછાને વિશે મુજ. હૅમ્લેટે દોષ આવડો કર્યો લાર્ટિસનો ? ના, ના હૅમ્લેટે. બાદ જો કરો હૅમ્લેટને હૅમ્લેટથી, પોતે પોતે ન હોય ને કરે લાર્ટિસનો દોષ, તો ના દોષિત એ ઠરે. હૅમ્લેટ પાડતો, ના, એ દોષની. તો કરેલ એ દોષ કોણે ? અરે એની ઘેલછાયે. અને એમ જો છે, અન્યાય જેને તો થયો, હૅમ્લેટ એ ખરે. ઘેલછાજ શત્રુ છે, એ હૅમ્લેટ મંદભાગ્યની. મહાશય ! સભામાં આ ઇનકાર કરેલ છે નેચ્છિત દોષનો, જેથી ઉદાર ચિત્ત તો તમ દોષ મુક્ત મને ગણે ને માને શર જે ગૃહ પર ઉંચે છોડેલ મેં, વાગ્યું તે મુજ ભ્રાતને.

લાર્ટિ : મુજ સ્વભાવ તો તુષ્ટ આથી. રે હેતુ જે તણો તો વેરકાજ પ્રેરતો વિશેષ. પણ ટેકનો

ધર્મ એ, આવતો આડે. ના સમાધાન હું કરી
શકું, ધર્મ વિશારદ કો જ્યાં સુધી કહે ન કે
શક્ય છે કરવું, શુદ્ધ રાખીને મુજ નામ આ.
ત્યાં સુધી તો ખરે હું એ સ્વીકારું પ્રેમ પ્રેમથી.
નવ દૂષિત એ કરું.

હૅમ્લેટ : સ્વીકારું મુક્ત અંતરે. ચાલો હવે નિખાલસ
ભલે ભાવે પટાબાજી ખેલીએં આ — લાવો ખડ્ગ.

લાર્ટિ : ચાલો એક મને આપો.

હૅમ્લેટ : લાર્ટિસ! હું બનું તુજ પ્રભા વર્ધક! જો કરે
મુજ અજ્ઞાન સાથે આ તુલના દક્ષતા તણી
તારી, એ ઘોર રાતમાં તારા જેમ પ્રકાશશે.

લાર્ટિ : રે મહાશય! આપ તો કરો છો મશ્કરી મારી.

હૅમ્લેટ : ના આ સોગન હાથના.

રાજા : રે વત્સ ઑસરીક તું આ ખડ્ગ આપ એમને
હૅમ્લેટ! જાણતો તું શું હોડ બકેલ છે અમે?

હૅમ્લેટ : હા મહારાજ! ને આપે મહાનુભાવ હોડ તો
બકી નિર્બળ પક્ષે આ.

રાજા : ના ભય છે મને. બન્ને જોયેલ મેં, પરંતુ છે
સાધી પ્રગતિ એણે, એ કારણે અસમાન આ
શરત તો બકીછ મેં.

લાર્ટિ : આ તો છે બહુ ભારે રે જોવા દે અન્ય તો મને.

હૅમ્લેટ : મને ગમેજ આ. ખડ્ગો સૌ આ લાંબા સમાન છે?

ઑસ : હા મહારાજ ! [ રમવાની તૈયારી કરે છે.

રાજા : મદ્યના મૂક ભાજનો ત્યાં એ મેજ પરે અને હૅમ્લેટ જો કરે પ્હેલો ઘા, બીજો અથવા કરે અથવા પ્રતિઘા ત્રીજે ચક્રે, તોપો સમે એ, સૌ ફુરજે છોડવી સાથે. રાજા હૅમ્લેટના વધુ દૃઢ એ શ્વાસ માટેની મદ્યે પીશે સલામતી. પાત્રમાં નાખશે વળી મોતી જે મૂલ્યવાન તો એવું કે મુગટે જેને છે ડેન્માર્ક તણાં નૃપ ચારે પ્હેરેલ. રે આપો પાત્ર મને; અને પછી દુંદુભિ નાદ થાય, દે જવાબ શરણાઇ, ને જવાબ શરણાઇનો વાળે તોપ અને વળી તોપનો મેઘ, મેઘનો પૃથ્વી કે આ 'હવે નૃપ હૅમ્લેટની સલામતી પીએ' ચાલો શરૂ કરો. અને તમે પરીક્ષકો જો જો ખૂબજ ધ્યાનથી.

હૅમ્લેટ : રે મહાશય ચાલો.

લાર્ટિસ : રે મહારાજ ચાલો. [ રમે છે.

હૅમ્લેટ : એક.

લાર્ટિસ : ના.

હૅમ્લેટ : નિર્ણય ?

ઑસ : હા, ઘા એ સ્પષ્ટ ઘા હતો.

લાર્ટિસ : સારૂ ફરી.

રાજા : થોભો આપો મને મદ્ય. મોતી, હૅમ્લેટ! આ થયું તારું લે આ સલામતી.

[ દુંદુભિ, શરણાઇ, તોપ વગેરેનો અવાજ થાય છે.

એનેયે પાત્ર આ આપો.

હૅમ્લેટ : દાવ રમીશ આ પ્હેલાં. મૂકો એ બાજુએ. હવે ચાલો ( ફરી રમે છે. ) આ ઘા ફરી બોલો શું કહો?

લાર્ટિ : જરા સ્પર્શ જરા સ્પર્શ કરું કબૂલ હું.

રાજા : આપણો પુત્ર જીતશે.

રાણી : થયો છે તપ્ત ને વળી કચ્છ શ્વાસ. અરે અહીં આવ હૅમ્લેટ! રૂમાલ લે આ લૂછ કપોલને. હૅમ્લેટ! ભાગ્યની તુજ રાણી પીએ સલામતી.

હૅમ્લેટ : સારું માતા!

રાજા : ના પી ગર્ટ્રુડ! એ

રાણી : હું તો પીશ મહારાજ! ક્ષમા કરો.

રાજા : (સ્વગત) આમાં તો ઝેર છે અરે હવે શું થાય?

હૅમ્લેટ : હમણાં તો ન પી શકું માતા! ક્ષણેકવારમાં.

રાણી : લૂછવા દે મને મુખ તો તારું.

લાર્ટિ : મહારાજ! હવે એને હું ઘા કરીશ.

રાજા : હું નથી ધારતો.

લાર્ટિ : (સ્વગત) અરે અંતર મારું તો ના પાડે.

હૅમ્લેટ : ચલાવ દાવ ત્રીજો આ. લાર્ટિસ! કરતો અરે
રમત મુજ સાથે તું. વિનવું તુજ ઘા કરે
જોરથી; ભય છે મને તું તો રમાડતો ખરે.

લાર્ટિ : એમ કહો ? ચલો ત્યારે. (રમે છે.)

ઑસ : એકેયે સ્પર્શ ના કર્યો.

લાટિ : ચાલો ફરી.

[ લાર્ટિસ હૅમ્લેટ પર ઘા કરે છે. અને ઝપાઝપીમાં બન્નેની તરવાર એક બીજાની સાથે અદલબદલ થાય છે. અને હૅમ્લેટ લાર્ટિસને ઘા કરે છે.

રાજા : અરે છોડાવ એમને. બન્ને ગાંડા થયા ખરે.

હૅમ્લેટ : ચાલ આવ ફરી.

[ રાણી ઢળી પડે છે.

ઑસ : રે રાણીજી. જુઓ જુઓ શું થાય !

હોરે : બન્નેમાંથી પ્રવાહ આ રુધિરનો વહે. અરે
મહારાજ ! તમે કેમ છો ?

ઑસ : લાર્ટિસ ! કેમ છે તું ?

લાર્ટિ : ઑસરીક ! કપોતની જેમ, મારીજ જાળમાં
મારા કપટથી મર્યો.

હૅમ્લેટ : રાણીજી કેમ છે ?

રાજા : એ તો મૂર્છિત છે જોઇ લોહીલુહાણ એમને.

રાણી : ના ના આ તો અરે મદ્ય. પ્રિય હૅમ્લેટ ! મદ્ય આ
મદ્ય ! મદ્ય ! મને ઝેર દીધું— (મરી જાય છે.)

હૅમ્લેટ : દગો આ ! દ્વાર રે કરો બંધ. શોધો કપટ કયાં બધે.

લાર્ટિ : હૅમ્લેટ ! છે અહીંજ એ. હૅમ્લેટ ! તુંય તો હવે મરશે. જગમાં નથી એક ઔષધ જે તને ઉગારશે. હવે ના છે જીવન તુજ માટ તો એયે ઘડીતણું. તુજ હાથમાંજ દગામય તીક્ષ્ણ એ શસ્ત્ર છે, વળી ઝેર પાયેલ; દુષ્ટ આ કર્મ મનેજ રે નડયું. હું તો સુતો હમેશને માટે. ને તુજ માતાયે વીષ પીને મરી. ના અરે બોલી શકું હવે. રાજા, રાજાજ મૂળ સર્વનું.

હૅમ્લેટ : અણીયે વિષ ! તો વિષ ! તુજ કર્તવ્ય તું કરે.

[ રાજાને ભોંકે છે.

બધા : દગો ! કપટ !

રાજા : મને મિત્રો બચાવો હું વ્રણિત માત્ર છું.

હૅમ્લેટ : લે આ ! રે વ્યભિચારી ને ખૂની ! ઓ નીચ ડેન ! લે ! આ પી ! છે એ વિશે મોતી ? જા મુજ માત પાછળ

[ રાજા મરી જાય છે.

લાર્ટિ : યોગ્ય શિક્ષા મળી એને. હતું એ વિષ મિશ્રણ પણ એનું. અરે કર વિનિમય ક્ષમા તણો મહાનુભાવ હૅમ્લેટ ! મુજ સાથે. નથી મુજ મૃત્યુ, ન મૃત્યુ તાતનું કે, તારે શિર જેમ ના મૃત્યુ તારૂં શિરે મારાં.

હૅમ્લેટ : પ્રભુ એ દોષથી મુક્ત કરો તને ! અને હવે આવું હું તુજ પાછળ. હોરેશિયો ! હવે મરૂં. ઓ હતભાગ્ય રાણી ! આ પ્રણામ ! ને તમે બહુ

વિવર્ણ, કંપતા વળી, આ જોઈ સર્વ, મૂક જે,
કે પ્રેક્ષક પ્રવેશના આ, જો સમય હોત તો–
આ દુષ્ટ દૂત મૃત્યુનો ના મને છોડતો હવે,
શું શું મેં ના કહ્યું હોત – પણ હશે હવે. અરે
હોરેશિયો! મરૂં હું તો. તું જીવશે, પ્રયોજન
વિશે મારા કહેજે, જે અસંતુષ્ટ અજ્ઞાનથી.

હોરે : કદી નહી. છઉં હું તો જૂનો રોમન,[1] ડેન ના.
છે થોડું મદ્ય આ બાકી–

હૅમ્લેટ : અરે પુરૂષ તું હોય! આપ એ પાત્ર તું મને.
છોડ રે પ્રભુના સમ. હું એ લઇશ (પાત્ર ઝુંટવી લે છે)
ઓ ભલા
હોરેશિયો! અરે કેવું એ કલંકિત નામ ને
સ્થિતિ અજાણ આ સહુ મારી પાછળ તો રહે!
[2]હશે હદે પ્રેમ કદા તને જો,
તું રે' વિમુખો સુખથી ક્ષણેક,
જીવી, અરે ક્રૂર જગે સકષ્ટ,
કે' જે કથા આ મુજ જે કરૂણ.
[ દૂરથી લશ્કરની કૂચ સંભળાય છે.
તોપ ફૂટે છે.
અરે અવાજ યુદ્ધનો આ ક્યાંથી?

ઑસ : ફોર્ટિનબ્રાસ એ આવ્યા જીતી પોલાન્ડને, અને
આંગ્લદેશ તણા આવ્યા જે પ્રતિનિધિ, લશ્કરી
સલામી તેહને આપે.

---

૧ અસલ રોમમાં આપઘાત કરવો એ પાપ નહોતું મનાતું. અને પ્રિયજન પાછળ આત્મહત્યા કરવામાં માન ગણાતું.

૨ ઉપજાતિ.

હૅમ્લેટ : હોરેશિયો ! હવે મરું હું તો એ ઝેર કાતિલે
આત્માને મુજ મ્હાત રે કર્યો. જીવીશ ના અરે
હું વર્તમાન જાણવા આંગ્લદેશતણાં. ભાખું
ફોર્ટિનબ્રાસ તો થશે નિયુક્ત વરણી વિશે.
અને છે મત એને આ મરતાં મરતાં મારો.
કહેજે સહુ જે બન્યું અથથી—(મરે છે)

હોરે : શાન્તિ શેષમાં.
ભાગ્યું ઉદાર આ હૃદ ! રાજકુમાર ઓ મૃદુ !
શિવરાત્રી ! અને ગાશે ઉંઘાડવા તને ચિર
શાન્તિમાં દેવદૂત તો.
અરે હ્યાં કેમ આવતો
દુંદુભિનાદ આ વળી ?
[ અંદર કૂચ સંભળાય છે. ફોર્ટિનબ્રાસ, આંગ્લ પ્રતિનિધિઓ અને અન્ય આવે છે.

ફોર્ટિન : ક્યાં છે એ દશ્ય ?

હોરે : શું જોવું છે તમારે એ ? દુઃખી આશ્ચર્યકારક
અથવા, શોધવું મૂકો.

ફોર્ટિન : આ ઢગ બહુ સંહાર બતાવે. મદ ઘેલડાં
મૃત્યુ ! અમર ધામમાં તારા, ઉત્સવ આજ શો
ભોજનનો અરે એક ક્રૂર ઘાથી આ રાજવી
તેં આટલા હણેલ છે ?

પહેલો પ્રતિ. : દશ્ય તો સવિષાદ આ. ને અમ આંગ્લદેશના
વર્તમાને ચિરાયિત. એ કર્ણ નષ્ટચેતન
જે શ્રોતા હોત વાતના, કે આજ્ઞા પૂર્ણ છે કરી;
ગીલ્ડનસ્ટર્ન ને વળી રોઝનક્રાંટ્ઝનો કીધો
છે વધ. રે હવે કોણ માનશે ઉપકાર તો ?

હોરે : એ તો નહીજ જો હોત ચેતન ઉપકાર એ માનવાને, ન એણે તો આપેલ વધ કાજ એ આજ્ઞા. ખરે કરૂણ આ ઘટનાનો પ્રસંગ તો સાધી આવ્યા સમે યોગ્ય. પોલ યુદ્ધ થકી તમે ને આંગ્લદેશથી તમે. આજ્ઞા કરો શરીર આ મૃત, કો મંચની પરે ઉચ્ચ મૂકાય દર્શન તો કાજે સહુના. કેમ બન્યું આ સર્વ તે વિશે આજ્ઞા આપો મને કે'વા અજ્ઞાન લોકને. પછી સુણશો વ્યભિચારની ક્રૂર અમાનુષી તમે કહાણી, નિર્ણયો સહુ નૈમિત્તિક, અને વળી એ આકસ્મિક સંહારો, સંજોગવશ પ્રેરિત, છળથી વધ જે કર્યા; અને અંતે પ્રમાદમાં પડયા એ દાવ ઉંધા, ને ભોગ તો યોજકો પણ થયા નિજ કૃત્યોતણાં. આ સર્વ હું કહી શકું.

ફોર્ટિન : સત્વર સંભળાવો ને બોલાવો ઉમરાવને સહુ સાંભળવા. મુજ ભાગ્ય હું તો વધાવતો દુઃખથી. રાજ સાથે આ મારો સંબંધ છે અતિ જૂનો પરંપરા થકી આવેલો; આજ જે મને આમંત્રે હક એ મારો ત્યાં સ્વીકાર કરાવવા.

હોરે : એ વિશેષે મને તો છે બોલવાનું અને મુખે એ તણા આજ જે થયું બંધ તો સહુ કાળને માટે; આજ્ઞા મને આપો કહેવા. લોકનું મન બહુ સંક્ષુબ્ધ છે; ઘટે આ અટકાવવી વધુ હાનિ જે ઉદ્ભવે દોષ ને છળયુક્ત વાતથી.

ફોર્ટિન : જાઓ ! કપ્તાન ચાર તો, હૅમ્લેટને, હતો બહુ

શૂર જે, મંચના પરે ઉપાડે. રે પ્રસંગ જો મળ્યો હોત થતે શ્રેષ્ઠ એ રાજા. મર્ણ એતણું ગજાવો યોધને છાજે, સંસ્કાર, રણવાદ્યના મહાઘોષ થકી વળી.
મૃત શરીર આ બીજાં મૂકો ઉપર. દૃશ્ય આ બન્યું છે ક્ષેત્ર શંકાનું કે છે અયોગ્ય ત્યાં થયું કંઇ. ને સૈનિકો કરે ઘોષણા તોપથી કહો.

[ મૃત્યુની કૂચ વાગે છે, શરીરો લઇ જાય છે. અને પછી તોપનો ગડગડાટ સંભળાય છે.



# શુદ્ધિ પત્ર

| પાનું | લીંટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫ | ૧૨ | ત્મમ. | ત્યમ |
| ૧૯ | ૧૦ | સત્વ | સત્વર. |
| ૨૩ | ૧૩ | મહીં. | મહીં |
| ૫૫ | ૧૬ | સન્ય | સૈન્ય |
| ૬૪ | ૮ | નરસુનથી. | નરસું નથી, |
| ૭૦ | ૧૮ | ઝવાહિર | જવાહિર. |
| ૭૨ | ૮ | અનેકવાર | એકજ વાર |
| ૭૫ | ૨ | સન્યનાથ | સૈન્યનાથ |
| ૧૦૨ | ૧ | શાન્ત | શાન્તં |
| ૧૦૨ | ૭ | ધાતિ | ધાતી. |
| ૧૦૩ | ૨૪ | શરૂઆતમાં | શરૂઆતમાં |
| ૧૦૫ | ૧૨ | ધાયબ. | ધાયલ; |
| ૧૧૨ | ૧૬ | કૃત્ય કરૂંને | કરૂંજ કૃત્ય |
| ૧૧૩ | ૧ | ના તું સ્વભાવ | ન તું સ્વભાવ |
| ૧૧૫ | ૮ | ચિતા | ચિંતા |
| ૧૨૮ | ૧ | સગીત | સંગીત |
| ૧૫૭ | ૧૯ | સ્તિ | સ્મૃતિ |
| ૧૮૭ | ૧૮ | પરિણામ. | પરિમાણ. |

